# હલામણ જેઠવો

અને

# સોન રાણી.

## ત્રીઅંકી નાટક

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા

સાકરલાલ બુલાખીદાસ બુકસેલર

ઠે. રીચીરોડ—અમદાવાદ.

મુદ્રક પુરૂશોતમ [illegible]રદાસ-ઉત્કૃષ્ટ મુદ્રણાલય

ઠે. ફર્નાન્ડીઝ પુલ-અમદાવાદ.

સર્વ હક્ક સ્વાધીન રાખ્યા છે.

આવૃત્તિ ૫ મી — પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૫ — સને [illegible]૨૯

કીમત રૂ. ૦-૮-૦

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ
૨૭૫૨૫

# મુખ્ય પાત્રોનાં નામ.

રાજસીંહ—બાલબાનો રાજા સોનનો પીતા.
સોમદેવ—એક વિદ્વાન પંડીત પછીથી રાજસીંહનો આશ્રીત રાજગોળ
બુદ્ધિવંત—રાજસીંહનો પ્રધાન.
જયમલ—રાજસીંહનો સેનાપતી.
શીયાજી—ધુમલીના મહારાજા હલામણના પીતા.
હલામણ—ધુમલીનો રાજકુંવર સોનનો પતી.
એભો—હલામણનો ખાનગી નોકર ખવાસ.
સોન—હલામણની સ્ત્રી રાજસીંહની પુત્રી.
રાણી—સોનની માતા રાજસીંહની રાણી.
પાર્વતી, લક્ષ્મી } સોનની દાસીઓ.
રાધા—હલામણની દાસી.
ફુઇબા—હલામણની ફુઇબા સીયાજીની બેન,

એ શીવાય દાસ દાશીઓ, આરબ સીપાઇ યોગી વગેરે.

# હલામણ જેઠવો
## અને
# સતિ સોન રાણી.

## અંક પહેલો.

### સ્તુતિ.

વિનવીએ શ્રી હરી. (૨) ગ્રહી આપ આધાર અહોનીશ.
રહે હૃદય વાસ કરી. વીન•
અરી દળને તું અબળ કરીને, સુખ શાન્તી દે ભરી. વીન•
નીચ નરોને નષ્ટ કરી દે, દાસો પર કર ધરી. વીન•

સુત્રધાર—વાહ ! વાહ ! ! કલી શું તારી પ્રાબલ્યતા ! શું તારી સત્તા ! ને શું તારૂં બંધન ! કે તારા પાસલામાં આવી ગયેલા મનુષ્યો શું શું કાર્યો નથી કરતાં? પીતા અને પુત્ર, માતા અને પુત્રી, સાસુ અને વહુ અને છેવટે એક માતાના ઉદરથી જન્મ પામેલ સહોદર તેઓમાં પણ તેં સંપ રહેવા દીધો નથી. તેમજ તમામ મનુષ્યોના મન મલીન કરી શુદ્ધ વૃત્તિનો ત્યાગ કરાવ્યો. હાલના પુરૂષો અને સ્ત્રીઓ વિષયાંધ બની કેવા કુકૃત્યો કરી

સ્વર્ગનું સુખ પરહરી નર્કના અધિકારી બને છે? ઓ પવિત્ર દયાળુ ભારતભુમી માતુશ્રી! તુને કાંઇપણ દયા નથી આવતી કે શું? તું પહેલા હતી તેજ છે કે બીજી?

**નટી**—તેજ નાથ તે ભૂમી પોતે છે, ભૂમી બદલી નથી ફક્ત રૂપાંતર થયેલ છે, શૂરવીર રાણા પુરૂષો છુપાઇ ગયા વિષયાંધ પાપી નરો પ્રગટ થયા, જેઓનાં દર્શન નહીં કરવા ભૂમી માતાએ શ્યામ પડદો ગ્રહણ કર્યો છે પણ ધીરજ ધરો "**સત્ય મેવ જયતિ**" આખર સત્યનો જય છે, તે શ્યામ પડદો ધીરે ધીરે દૂર ફેંકી સુવર્ણમય કાન્તિ ધારણ કરશે પણ કહો તો ખરા કે આજે નાયક મંડળને સુશોભિત કરી કયો પ્રયોગ કરવા ઉત્કંઠા ધારી છે.

**સુત્રધાર**—સત્ય છે, પ્રિય! હું પણ તેજ પ્રયોગની ઉત્કંઠા ધરૂં છું. ધુમલીના મહારાજા હલામણ જેઠવા નામનો અપૂર્વ ખેલ આર્યો સમક્ષ ભજવી બતાવી. તેઓના મન આલ્હાદમય કરવા, આશા છે કે જેમાં નીની અને અનીતી બન્ને પક્ષથી પરીણામ શું આવે છે તે આબેહુબ ચીતાર પ્રત્યક્ષ દષ્ટીગોચર થવાથી સુજ્ઞ જનોના મનને આનંદ થશે, આમ ધારી, એ પ્રયોગ ભજવવા ઉત્કંઠા છે તેમાં તારી શી મરજી છે!

**નટી**—વાહ! વાહ!! પ્રાણેશ! આપ શું મને બનાવો છો આપ મારા માથાના મુગટ છો, હું તો આપના ચરણની દાસી છું આપના હુકમને અનુસરી કાર્ય કરવાવાળી ગુલામડી છું. તો મારી મરજી આપનાથી વિરૂદ્ધ હોય તે કદી બનેજ કેમ?

**સુત્ર**—ધન્ય છે પ્રીયે, તમે જાઓ, તમામ પાત્રોને તૈયાર કરો ત્યાં હું આવું છું.

**નટી**—આ ચાલી પ્રાણેશ! (જાય છે)

**સોમદેવ**— ત્રેટિકછંદ

પરમાર નરેશ પ્રતાપ લહી, પ્રતિદિન રહી સુખ શાન્તિ નહી;
રવી તુલ્ય પ્રકાશીત રાજ કરો નિત આનંદ ઓઘ મહિ વિચારો.
સર્વ મર્દ જીવો શુભધારી ગતિ, નિત્ય ન્યાય બનો ધરી શુદ્ધ મતી;
પરમાર્થ પંથે પળો નૃપતિ, અરી પુંજ દળો બળધારી અતી.
દુઃખ ટાલનનારીની સંગ રહી ભવ સિંધુ તરો સુખ નાવ ગ્રહીઃ
પરિપૂરણુ પુત્રનું સુખલહી વિચારો જગમાં જય શબ્દ ગ્રહી.
છિદ્રથી તનથી ગ્રહ વાસ વસો, કીરતી કમળા અતી સેવી કસો;
કહું એટલી આશીશ હું સુખથી નૃપરાજ ! સ્વિકારી લીઓ સુખેથી.

---

# પ્રવેશ. ૧ લો.

## સ્થળઃ-રાજસિંહની કચેરી.

પાત્રઃ રાજસિંહ પ્રધાન સોમદેવ ચોપદાર વગેરે.

**ચોપદાર**—આસ્તે કદમ મુલાકાસ્તે કદમ સોનેકી છડી રૂપેકી મશાલ, જરીનકે તોરે, ગૌરેબ્રાહ્મણુ પ્રતિપાળ બાલંભા મહારાજાને ઘણી ખમા.

**પ્રધાન**—મહારાજા અભિવંદન કરૂં છું.

**રાજસિંહ**—કલ્યાણુ મસ્તુ.

**પ્રધાન**—શાણા રાજેંદ્ર ! આપની મુખમુદ્રા શોકમય ભાસવાનું

પ્રયોજન સમજાતું નથી તો કૃપા કરી સેવકને કહી આભારી કરશો.

રાજસિંહ—મારા વહાલા પ્રધાનજી! હું તમારાથી કોઈપણ વાત છુપી રાખવાને ઇચ્છતો નથી તો વહાલા સમજો છે કેઃ

દોહરો.

ચલનો ભલો ન કોશકો, દુહિતા ભલી ન એક,
માગવો ભલો ન બાપકો, જો પ્રભુ રખાવે ટેક.

તેમજ આપણી સોનબા યોગ્ય ઉમરે પહોંચી છતાં પોતાની વેવીશાળની હા કહેતી નથી, મારે પુત્ર નથી તો આ એકજ પુત્રીને વિશેષ કરીને દુઃખ ઉત્પન્ન કરવા મારી ઇચ્છા થતી નથી ને એજ વિચારમાં દીનરાત વ્યતીત કરૂં છું.

પ્રધાન—મહારાજા બેન ઘણાં સમજુ અને ડાહ્યાં છે જેથી તેમને તમો સમજાવીને કહેશો કે તુરત તે હા પાડશે માટે નિશ્ચિંત રહો.

ચોપદાર—મહારાજા સાહેબ કોઇ વીદેશી બ્રાહ્મણ આવેલ છે અંદર આવવા રજા માગે છે શી આજ્ઞા છે.

રાજસિંહ—આવવા દયો ખુશીથી.

ચોપદાર—જેવી આજ્ઞા. (જાય છે) (સોમદેવ પ્રવેશ કરી)

સોમદેવ— ગીતી.

સુખ સંપતી સહુ પામો, અરીદળ નષ્ટ થજો જે જગમાંહી;
વંશ વૃદ્ધિ બહુ જામો, મુખ દૃષ્ટિએ આવી કદી નાહી.

રાજસિંહ— પધારો ભુદેવ! આપને પ્રણામ કરૂં છું કહો શું પ્રયોજનથી આપનું આગમન થયું છે તે કૃપા કરી કહો.

સોમદેવ—મહારાજ! હું બાળવયથી કાશીક્ષેત્ર જેવા પવિત્ર

ગામમાં રહી વિદ્યાભ્યાસ કર્યો ને આજ પર્યંત સુધી તેજ કાર્ય. શરૂ રાખ્યું. પરંતુ દેહનું સાર્થક કર્યું નહી જેથી હવે—

( હું અટન કરૂં છું દેશમાં )

હું અટન કરૂં છું દેશમાં કેવળ પરમારથ કાજ,
નથી લેશ માત્ર (૨) મુજ સ્વારથ સુણુ મહારાજ. ટેક.
શુભ આર્ય તણો (૨) કરવા સણી તુલ્ય પ્રકાશ.
બોધક થઇ જગમાં કરૂં કુમતીનો કરવા નાશ
શુરીવર ધીર (૨) જે યતી બને નરરાજ. ૨
શુભ ન્યાય કરી (૨) નીતિથી ચલાવે રાજ
પ્રેમ ધરી પાળે પ્રજાને બાધે સુધરમતી પાજ,
નીજ નગ્રમહી (૨) સ્થાપે નીત્ય નવીજ સમાજ. ૩
દુરબળ જનને (૨) આપે વિદ્યાનું દાન,
ઉદ્યમ ધૈર્યતાનું પ્રતીદીન કરાવે પાન,
જન જેહ થકી (૨) તજી દુખ પામે સુખ સાજ. ૪

**રાજસિંહ**—ધન્ય છે મહારાજ આપની પરોપકાર વૃત્તિને! આપ સુખેથી અહીં રહો તમારા સરખુ કાર્ય આવશે ત્યારે કહીશું પ્રધાનજી મહારાજની આજ્ઞા.

**રાજસિંહ**-પ્રધાનજી હવે પૂજાનો વખત થયો છે કચેરી બરખાસ્ત કરો.

**ચોપદાર**-કચેરી બરખાસ્ત નીગારખો મહેરબાન સલામ.

---

# પ્રવેશ ૨ જો.

## સ્થળ: સોનાનો મહેલ.

### પાત્રઃ સોન તેની દાસીઓ પાછળથી તેની માતુશ્રી

**સોન**–મારા પ્રાણથી વહાલી પારવતી તમો બન્ને દાસીઓ વિના મારાથી પળ પણ રહેવાતું નથી જ્યારે તમોને જોઉં છું ત્યારે શાંતિ પામું છું.

**પારવતી**–બા આપને એમજ ઘટે પરંતુ આપનું શરીર દીન પ્રતીદીન કૃશ થતું જાય છે. તેનું કારણ શું! વળી બા આપના વેવીશાળ વિષે હરવખત ના કહો છો તે શું સારૂં ગણાય માતપિતા દુઃખ પામે છે માટે હવે તો જો હા પાડો તો બહુ સારૂં.

**સોન**–સખી શું હા કહું! જેને આખી જીંદગી અર્પણ કરવી જેના સુખદુઃખના સાથી થવું ને જેને આ શરીરનો કુલ મુખત્યાર બનાવવો તે જો મુર્ખ યા વિદ્યાહીન મળે તો તો પછી તેના જેવું બીજું દુઃખ કયું! તે કરતાં સમગ્ર જીંદગી કુમારીકાવ્રતા ગ્રહણ કરી વ્યતીત કરવી તે શું ખોટું?

**પાર્વતી**–બા ત્યારે શું આ ઉત્તમ દેહ એમજ ગુમાવવો?

**સોન**–ત્યારે શું કરવું સખી સાંભળ—

**સોન**– ( રાગ કાફી )

જીવિત જાઉં હારી સખી હું મુરખ મળે જો ભરથાર—ટેક૦
નૃપતા વગરમાં હું નહિ દેખું વિદ્યા વિનય લગાર
વ્યભિચારી અવિચાર ભરેલા ગુણના હિન ગમાર
નહિ ઉર લાજ લગાર જીવિત૦

ખાત્રી નહિ ક્ષત્રીવટ ઉપર દુર વ્યસનને લાચાર;
કુસંગી કપુત કુકરમી આજ છે ભુપ અપાર.
ધરે ન ધરમ પર પ્યાર. જીવિત૦
પુરણ ક્ષત્રી પવિત્ર પરાક્રમી મળશે જોતાં હજાર,
પામીયે રત્ન પ્રયત્ન વિના નહિ અવર પરે આધાર.
બને ન સ્વકરથી લગાર. જીવિત૦

**લક્ષ્મી—** (રાગ કાફી)

સખીરે સફળ થશે મન ધાર્યું,
નહીં કરે તાત કદી કામ અવિચાર્યું—ટેક.
ભણેલ છો તમે અપાર શાસ્ત્ર ધીર ધારી.
વિવેકમાં વિશેષ રૂપમાં અશેષ પ્યારી,
તમામ વાત તાતને વિદીત તે તમારી. સખીરે૦
તમે સદાય પ્યારથી રહ્યાં સ્વધર્મ ધારી,
અનીતિને વિસારી પ્રીતિ નીતિમાં વધારી,
સદાય દેવની સુટેવ છે તમારી, સખીરે૦
અપાર ભાવની ભરેલ ભકિત જોઈ ભારી,
કદિ લીયે ન લેશ કલેશ આપને મુરારી.
દિપાવશે પતિવ્રતાનું નામ પુરણ પ્યારી. સખીરે૦

**સોન—** રાસડો

શીર આવે સંકટ અપાર છોને સખી શાણીરે,
પણ મુરખ ધણીનો ગ્રહીશ, ન હું તો પાણીરે;
મળતાં મુજ સમ ભરથાર વરીશ મુજ ધારીરે.
નહી તો હું વીતાવીશ દીન રહીને કુમારીરે.

કદી માત પિતા મુજ ધાર્યું નહિ દે જો કરવારે;
તો હું થઇશ તુર્ત તૈયાર આ તન પરહરવારે,
મેં તો ધારી છે દ્રઢ કરી ટેક અંતરની માંહીરે;
તેને પુરણ કરવા કાજ રહીશ પણ અહીંએ,
મુરખ નાથના હાથમાં આપીને તનમન મારૂંરે.
આ સંસારનું સુખ અલભ્ય નહીં હું તો હારૂંરે,
ધર્મ અર્થ સુકામને, મોક્ષ પમાય આ તનથીરે;
તે અકારમુ કાઢતાં કેમ વિચારૂં ન મનથીરે,
સખીરે સહુ સફળ થશે સોન ) સંકટ

**પાર્વતી**—બેન જુઓ સામેથી માતુશ્રી પધારે છે (રાણી આવે છે)

**સોન**—માતાજી અભિવંદન કરૂં છું.

**રાણી**—કલ્યાણ બેટા.

**સોન**—માતુશ્રી આપે તસ્દી લઇ અહીં પધારવાનું શું પ્રયોજન છે તે જરા કૃપા કરી કહેશો.

**રાણી**—મહારી વહાલી સોન ! તારા વેવીશાળ વિષે તારા પિતાએ મને પુછવા મોકલી છે, જો કે આવી વાત બાળકોને પુછીને કદી થતી નથી, પરંતુ તું અમારે એકજ પુત્રી છે જેથી તારા વિરૂદ્ધ પગલું ભરવા તારા પિતાશ્રીની મરજી નથી જેથી તું ખુશીથી હા કહે કે અમારી જીજ્ઞાસા પુર્ણ થાય, મન-ગમતા લગ્ન કરી આનંદ માનીએ.

**સોન**—માતુશ્રી આપનું કહેવું યથાર્થ છે પરંતુ મારી ઇચ્છા લગ્ન કરવાની નથી. તમો મારી હીતચીંતક છો મારા ખુશીથી કદાપી ખુશ ના હો, પરંતુ મારા પર રહેમ દ્રષ્ટિ કરી તે વાત છોડી દ્યો કારણ કે—

**સોન**—પદ ( નાથ કૈસે ગજકો બંધ છુડાયો—એ રાગ )

નથી મુને વર વરવા તણી મરજી
બંધ રાખો સંબંધ સુણી અરજી—ટેક.
મળશે નહીં સમ મન ભાવત સત્ય વિચાર છે એ તો,
માટે કુમારીકા વ્રત સત્ય ધારી રહેવા વિચાર્યું છે મેં તો નથી.
લશ કલેશ નહીં નહીં ઉર ઉર ધારશો ગણી મુજ વચન નકારૂં
ઉભય ગતીથી ભ્રષ્ટ બનીને કેમ જીવીત કહો હારૂં. નથી.

**રાણી**— ( રાગ સદર )

અરે આ શું વચન વદે પુત્રી મારી થઈ ભ્રષ્ટ મતી કેમ તારી
કઠણ કુમારીકા વ્રત ગ્રહી રહેવું પલ પલમા ભય ભારી;
સત્ય અસત્ય કહે કોઇ જન તો, આબરૂ જો જાએ અમારી. અરે૦
સાંભળે આ કદી વાત પિતા તુજ તો કહે પુત્રી નકારી.
નિંદા થશે નૃપ વર્ગની માંહી વાલી તું જોને વિચારી. અરે૦

( રાગ પિલુનો ગરબો )

અઘટિત કર્મ કદી ન કરાયે
વાલી વિચારીને જો દીલ માંયે-ટેક.
ગોહિલ એ ગુણીયલ વર તાકે
નાહં કરૂં મુરખ સંગ સગાઇ અઘટિત૦
વીકટ અતિ રજપુતોની રીત જાતથી જોઇ સંબંધ ન થાયે;
અન્ય પ્રયત્નથી રત્ન સમો વર, શોધીશ સત્ય કહું સમ ખાઈ.

બેટા ? જરા વિચાર કર, તું કુમારીકા વ્રત ધારણ કરી રહે પરંતુ દુનીયામાં અમારી આબરૂને બટો લાગે તેનો વીચાર કર.

**સોન**—માતુશ્રી જો આપનો આગ્રહ હોય તો લાચાર છું. પરંતુ

મેં એક સમસ્ય અધ પદ બનાવેલ છે તે રાજપુત્ર પુરૂં કરશે તેની સાથે હું ખુશીથી લગ્ન કરીશ.

**રાણી**—વાહ? વાહ! ઘણીજ ખુશીથી લાવ લખી આપ હાલજ જઇને આપણા સામદેવ ગોરને દેશો દેશના રજવાડામાં મોકલું છું.

**સોન**—દાસી અંદરથી કાગળ ખડીયો લાવ.

**પાર્વતી**—લાવું છું બા (અંદરથી દાસી ખડીયો લાવે છે સોન નીચે પ્રમાણે લખે છે)

**ઘણ વણ ઘડયાં એરણને અડયા નહીં**

**સોન**—લ્યો માતુશ્રી આ સમસ્યા પુરણ કરનારની સાથે મારૂં વેવીશાળ ખુશીથી કરવું.

**રાણી**—બહુ સારૂં બહેન હવે હું રજા લઉ છું.

**સોન**—ખુશીથી પધારો (રાણી જાય છે) પાર્વતી હવે મારે પુજન વખત થયો છે માટે ચાલો દેવને મંદીર જઇએ.

**પાર્વતા**—પધારો બા સાહેબ રથ તૈયાર છે (સઉ જાય છે)

---

# પ્રવેશ ૩ જો.

**પાત્રઃ**—રાજસીંહ રાણી 'સોમદેવ' દાસી વીગેરે.

**રાણી**—દાસી હજુ સુધી મહારાજા કેમ પધાર્યા નહી હોય!

**દાસી**—બાઈ સાહેબ કદાચ રાજ કારોબારમાં વીશેષતા કામને લીધે રોકાયા હશે હમણાં પધારવા જોઇએ (સામે જોઇ) જુવો આ મહારાજા પધારે છે (રાજસીંહ આવે છે.)

**રાણી**—પ્રાણનાથ ! અભિનંદન કરૂં છું.

**રાજસીંહ**—સરસ્વતી તુલ્ય પ્રાણવલ્લભા પ્રીયે ! મુખમુદ્રા કંઇ આનંદીત જણાય છે.

**રાણી**—પ્રાણેશ ! આનંદમાત્ર એજ કે સોનબાએ પોતાના વેવીશાળ વીશે હા કહીને આ એક અર્થ દોહો બનાવી આપ્યો છે તે જે શમસ્યા પુરણ કરે તેની સાથે પાણી ગ્રહણ કરવું.

**રાજસીંહ**—વાહ ! વાહ ઘણીજ ખુશીની વાત ( દાશી પ્રત્યે ) દાસી જા જલદી, આપણા સામદેવ મહારાજાને જલદી બોલાવી લાવ.

**દાસીં**—જેવી આજ્ઞા ( દાસી જાય છે )

**રાસીં**—પ્રાણેશ સોનબાએ વેવીશાળની હા કહી જેથી મારા મનના આનંદનો પાર રહયો નથી. આપણી એકજ પુત્રીનું લગ્ન કરી કયારે કૃતાર્થ બનું એવી આશા અહોનીશ હૃદયમાં રમી રહી તે જગકર્તાએ પુરી પાડવા નજીક આવ્યો ખરો.

**રાજસીંહ**—પ્રીયે ! તમારા કરતાં વિશેષ મને એ ચીન્તા રહ્યા કરતી પરંતુ એકની એક પુત્રી તેને વિશેષ કહી દુઃખ ઉત્પન્ન કરવા મારી મરજી નહોતી પણ છેવટ પોતાના મનથી સમજી તે સારૂં થયું, ( પ્રવેશ કરી )

**સામદેવ**—જય થાઓ મહારાજાનો.

**રાજસીંહ**—પધારો ભુદેવ ( આસન આપી બેસારે છે )

**સોમદેવ**—કહો મહારાજા મને શી આજ્ઞા છે ?

**રાજસીંહ**—મહારાજ ! આપણી સોનબાએ એક સમસ્યા બનાવી છે તે લઇને તમો રજવાડાઓમાં જાઓ અને જે

સમસ્યા પુરણ કરે તેની સાથે બેનનું વેવીશાળ કરી જલદી આવો. પણ ધ્યાન રાખજો કે કાર્યમાં ગફલત ના થાય તમે મારા વિશ્વાસપાત્ર માણસ છો જેથી આ કાર્ય તમનેજ સોંપવું પડે છે.

**સોમદેવ**—મહારાજા, દાંતને જીભની ભલામણ હોય નહીં તે તેનો ધર્મ સાચવી રક્ષણ કર્યાંજ કરે છે માટે આગળથી બોલવું નકામું છે.

**રાજસીંહ**—ભલે મહારાજ તમારા માટે ખરચીનો બંદોબસ્ત આપું આવતી કાલ રવાના થજો.

**સોમદેવ**—બહુ સારૂં મહારાજા હવે હું રજા લઉં છું લાવો સમશ્યા.

**રાજસીંહ**—દાસી સમસ્યા લાવી આપ (દાસી અંદરથી લાવી આપે છે ) જાઓ મહારાજ સુખેથી પધારો ( ગોર જાય છે )

**રાણી**—પ્રાણેશ ? ચાલો ભાજનશાળામાં ભોજન તઇયાર છે.

**રાજસીંહ**—ચાલો પ્રિયા ( જાય છે. )

---

# પ્રવેશ ૪ થો.

## સ્થળઃ ધુમલીમાં સીયાજીની કચેરી

**પાત્ર**—સીયાજી, પ્રધાન, હલામણ, ચોપદાર, સોમદેવ વિગેરે

**સીયાજી**—પ્રધાનજી પ્રિયે પુત્ર હલામણને વિદ્યાભ્યાસ પુરણ થયો કે નહી અને જો થયો હોય તો રાજકારભાર વીગેરે કાર્યમાં પ્રવર્ત કરવા મારી મરજી છે.

**પ્રધાન**—મહારાજા આપનું કહેવું યથાર્થ છે પરંતુ તેઓ હજુ સુધી કવાયતનું કામ શીખે છે પુરણ થયે વિદીત કરીશ [ચોપદાર પ્રવેશ કરીને. ]

**મહારાજા**—બહાર કોઇ વિદેશી બ્રાહ્મણ આવેલ છે હું કોને અંદર આવવા રજા માગે છે ખુશીથી આવવા દયો સોમદેવ (પ્રવેશ કરે છે. ) જય થાઓ સીઆજી જેઠવાનો.

**શીયાજી**— પધારો ભુદેવ કયાંથી પધારો છો ને શું પ્રયોજને અહીં આવવું થયું છે તે કૃપા કરીને કહેશો.

**સોમદેવ**—મહારાજ હું બાલુંભાના મહારાજા રાજસિંહનો પુરોહીત છું તેમને સોન કરીને એક પુત્રી છે તેમણે એવી અટક લીધી છે કે પોતાની બનાવેલી સમસ્યા જે પુરણ કરે તેની સાથે પાણી ગ્રહણ કરવું આ કારણથી હું સમસ્યા દેશોદેશ લઇ ભટકયો પણ કોઇએ એ સમસ્યા પુરણ કરી નહિ જેથી માનવંત પ્રતાપી જેઠવાનું નામ સાંભળી અહીં આવ્યો છું.

**શીયાજી**—કહો સમસ્યાથી પાણી ગ્રહણ કરનાર ચતુર શાણી રૂપમાં સારી હોવી જોઇએ.

**સોમદેવ**—મહારાજા રૂપની શીદ વાતો કરો છો બ્રહ્માએ વિશ્રાંતને વખતે એ મનહર મુર્તિ ઘડેલી છે. આપને સાંભળવાની ઇચ્છા હોય તો સાંભળો.

## સતી સોનના પદ.

**સોમદેવ**— (હરીગીત છંદ )

સતી સોનાના પદ નખ તણી જ્યોની જવાહિર તુલ્ય છે,
વળી આંગળી ચંપા કળી પગ રક્ત કંજ અમુલ્ય છે.

છે એડયો અતી ગોળ નારંગી સમી રંગે ભરી,
ઘણા મુલ્ય દ્રવ્ય ફુટી છબી સમર રથ તણા ન્યાય સમધારી ૧
પગ પીડયો પ્રેમદા તણી રહીયા મદન ભાથા નમી
દ્રય જાંઘુ ગ્રંથી ઉલટી મનમથન તણી મથની સમી;
જુ ગજઘ કુંભી સુંઢસી વળી રંગ સ્થંભ પ્રણામ છે,
નાતંબ પુષ્ટ વિશાળ જાણે જવજ જીવણ ખાણ છે. ૨
કટિ જાણીએ મૃગરાજ નાની જક કોશ સમી ભણું
તે વળી સુશોભિત તે પરે ધરા ત્રિવેણી સમ ગણું.
અહી વેલી પાત્ર પ્રમાણ કોમળ પેટ છે પ્રેમદા તણું
લખી રોમ લાજે ભાન થાએ સ્મરણમાં ઉપવન તણું. ૩
પડખાં ભલા પ્રેમદા તણા પરિ કનક પ્રક્ષ પ્રભા ગ્રહ,
ઉન્નત અતી સ્તન સ્મર તંબુની ઊપમાં લહે
આપે અતી આનંદ સ્તન કાળાશ ભાગ તણી પ્રભા.
જાણે સુમેરૂ ઉપરે બેઠી મધુકરની સભા. ૪
છે કામ નટ નવરંગ ભુમી વૃક્ષ શુભ વામા તણું.
કર કુંજ નગીઓ તુલય મનરથ દ્રઢ ભાવથી ભણું.
કર કંજથી પ્રગટેલ આંગળી વેદ સ્વર સોભા લહે,
જાવક ભરેલા કર નખો મણિક કણી ઉપમા ગ્રહે. ૫
છે પીંડ મન રીજ ચીત્ર પાકા કદળી દરસી કામળી
દેખાય કંબુ ગ્રીવ કંઠ કપાત આકૃતીએ ભરી
ચીંબુક ત્રીજુ અમૃતફળ પર લીધૂ ભ્રમરીના તુલ્ય છે,
પાકેલ બીંગ સમાન ઓષ્ટમણું પ્રવલા અમુલ્ય છે. ૬
રસના દર્શન સમુદાયમાં શોભે પ્રભા પુરણ ગ્રહી,
પાકેલ દાડમ કણ મહી જો અરૂણ રેશા નહી.

શુક ચંચુ જેવી નાસીકા મૃગ મીન જેવા નેણ છે,
ધનશાકૃતિ ભુમિત્ર નાલનીદલ સામું સુખ દેણ છે. ૭
કોમળ કમળ દળ તુલ્ય સુલંગ કપોળ છે શામા તણા,
છે છીપ જેવા કાન જોતી ભાન ભુલે જન ઘણા.
· મુખ ચંદ્ર જેવું ચળકતું ઉપમા ધરેલ અનેક છે,
શું વર્ણવું હું ભુપ અદભુત રૂપ રસના એક છે. ૮

**સીયાજી**--વાહ વાહ મહારાજ રૂપનું વર્ણન તો બહુ સારૂ કર્યું લાવો લાવો જોઇએ સમસ્યા [ આપે છે ] નથી ઉકલતી એટલે ફેંકી દઇને જાવ જાવ.

**મહારાજ**--આવા તે વળી શા ઢોંગ સમસ્યા તદ્દન ખોટી છે.

**સોમદેવ**--સમસ્યા ખોટી નથી તેમ આપણો પણ દોષ નથી પણ ફક્ત મારા તકદીરનો, સમસ્યા લઇ ચાલવા જાય છે ત્યાં હલામણ પ્રવેશ કરી કેમ મહારાજ ? કચેરીમાંજ નીરાશ થઇ કેમ
ફરય.

**સામદેવ**--શું કરૂં બાપલા હું સમસ્યા લઇ આવ્યો હતો તે અહીંઆ પણ પુરી ન થઇ એટલે બારોબાર સંન્યાસ ગ્રહણ કરી જંગલમાં ચાલ્યો જઇશ.

**હલામણ**—મહારાજ જોઉં એ સમસ્યા ( સમસ્યા લઇને ) ચોપદાર ખડીઓ કલમ લાવ ચોપદાર લાવે છે ] એટલે **હલામણ** સમસ્યા પુરી કરી કહે છે લ્યો મહારાજ આ સમસ્યા પુરી કરી તથા તેની સાથે તેનો જવાબ પણ અન્નદાતા સાંભળાવો તો ખરી ? સમસ્યા શું પુરી કરી.

**હલામણ**—સાંભળો મહારાજ આ તમારી બાઇએ તથા નીચેનો અરધો દોહરો લખ્યો હતો તે મેં પુરણ કર્યો છે

## દોહરો.

ઘણુ વણુ ઘડયા એરણને અડયાંજ નહી.
સરવદ સ્વાંત તણા મળે તો મોતી નીપજે

તેની સાથે આ તેનો જવાબ.

## દોહરો

માતા મેરામણ વસે, પિતા વસે કૈલાસ,
જુના જાઇતો મોકલું નવાસો આશ્વીન માસ.

**સોમદેવ**—ભલે ભલામણ કુંવર ભલે અન્નદાતા તમે મને જીવતો બચાવ્યો નહીતો આ કાળું મોઢુ રાજસીંહ મહારાજને બચાવત નહી ( સીયાજી પ્રત્યે ) મહારાજા આપને પુત્રે ખરેખર મારી આબરૂ રાખી છે ધન્ય છે આવા વીર પુત્રોને મહારાજા હવ મને રજા આપો તો હું જલદી રાજસીંહ મહારાજનેજ ખબર આપુ શીમાજી ( સ્વાગત ) અહાહા જે સમસ્યા મારાથી પુરી ન થઈ તે હલામણે પુરી કરી જે ગુરૂનું સાંભળી મારૂં મન પરવશ થઇ ગયુ છે તે ચીજનો ઉપયોગ શું હલામણ કરશે ? નહી નહી કદી નહી મહારાજને ગમે તેમ સમજાવી અને તે સમસ્યાની અંદર મારૂં નામ દાખલ કરૂં ઠીક છે મહારાજ તમા મહારા મહેલે આવશો ત્યાં તમોને જે શીખ આપવી હશે તે આપીશ.

**સોમદેવ**—બહુ સારૂ મહારાજ

**સીયાજી**—ચાપદાર ! કચેરી બરખાસ કરો.

**ચોપદાર**—કચેરી બરખાસ્ત નીગારખો મહેરબાન સલામ.

# પ્રવેશ ૫ મો.

## સ્થળ: સીયાજીનો ખાનગી મહેલ.

**પાત્ર**—સીયાજી પાછળથી સોમદેવ વીગેરે.

સોનનું સ્વરૂપ સુણી ઉર અકળાયે,
ઉર અકળાયે મન મળવાને ધાયે,
પીતાને પ્યારી તે કેમ પુત્રથી વરાયે
નીતને વિચારે રત્ન હાથ થકી જાએ. સોનનું૦
મારા યોગ માનિની એ અવર શું ચાયે,
હારૂં હું જીવીત જો આ મારી નહિ થાયે. સોનનું૦
મળવીશ માનની એ અનંત ઉપાયે
સત્ય કહું છું ધરી સંકલ્પ મનમાંયે. સોનનું૦

અહાહા ! ! કામદેવ પ્રાતમા તારા સ્વરૂપના વર્ણને મારૂં મન હરણ કરી લીધું છે. કામદેવ શશીવદની સુલોચના જ્યારે તારા અધરામૃતનું પાન કરીશ ત્યારે હું કેવો ભાગ્યશાળી ગણાઇશ. અરે ! મેં ભેંસ ભાગોળે ને વર જઇડકા, તેની પેઠે હું પણ કેમ કરૂં છું, હજુ સોન કયાં, સમસ્યા પુરણ કરનાર કોણ ? અને શેખચલ્લીના જેવા વિચારો શા કામના (સામે જોઇને) અરે મહારાજ આવ્યા તો ખરા ?

**સોમદેવ**—મહારાજનો જય થાઓ, લ્યો મહારાજા હવે મને જલદી રજા આપો કારણ કે મને બહુ દીવસ થઇ ગયા છે.

**સિયાજી**—મહારાજ રાજા શું પણ તેની સાથે તમારો પણ બેડો પાર સમજોને.

**સોમદેવ**— મહારાજા આનો ભાવાર્થ હું કાંઇ સમજતો નથી.

**સિયાજી**--મહારાજ તમારૂં કામ છે અને તે કામ જો તમ કરશો તો તમારો બડો પણ પાર સમજો.

**સામદેવ**—મહારાજ •કરવા જેવું કામ ખુશીથી કરીશ કહો શું કામ છે ?

**સિયાજી**--મહારાજ કામ તો એ છે કે જે સમસ્યા હલામણ કુમારે પુરી કરી છે, તેમાંથી તેનું નામ કહાડી નાખી મારૂં નામ દાખલ કરો એટલે તમારે પણ ભવ આખાની ભીખ માગવી આળશી જાય.

**સોમદેવ**--અરર ! અન્નદાતા એ આપ શું બોલ્યા એ કાર્ય કદી બને ? મહારાજા રાજસિંહને ખબર પડે અગર હલામણને ખબર પડે તો રૂપીઆને ઠેકાણે રૂપીઆ રહે અને યમરાયને હવાલે પહોંચાડી દીયે. માટે એ કામ મહારાથી, નહિ બને.

**શીયાજી**—મહારાજની પાછળ મતી બ્રાહ્મણ ન બનો લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે તો મુરત જાવું છોડી દીયા. મારા અને તમારા સિવાય ત્રીજું કોઇ પણ જાણનાર નથી, વળી હલામણને મારવો કે બચાવવો તે મારી મુખત્યારી ઉપર છે માટે નિશંકપણે આ કામ કરો. ગયો તખત ફરી નહિ આવે.

**સામદેવ**--[ વિચાર કરીને ] મહારાજ આમાં જીવનું જોખમ છે આપનો અત્યાગ્રહ છે તો કામ કરવાની મારી ના નથી પણ પછી જાજા હાં સ્વારથ સર્યા કે વૈદડો વેરી ન થાય, રાજાઓના વિશ્વાસ નહિ.

**સીયાજી**—અરે જાવ જાવ મહારાજ એવું તે હોય આ માથું પણ આપવાને તઇયાર છું પછી શું ?

**સોમદેવ**—ઠીક ત્યારે લાવો ખડીયો ને કલમ (અંદરથી ખડીયો લાવે છે ) એટલ સમસ્યામાંથી હલામણનું નામ કાઢી સીયાજીનું નામ દાખલ કરે છે.

**સિયાજી**—(પોતાની ડોકમાંથી હાર કાઢી લ્યો મહારાજ હાલ તો આ શીખ આપું છું પછીથી જોયું જાશે.

**સોમદેવ**—બહુ સારૂ, અન્નદાતા આપના પાનબીડા લઈ ચાર માણસોને ઓળખું લઇ મારી સાથે મોકલો, અમા જયાં સુધી આવીએ ત્યાં સુધી ત્રીજા કાને વાત ન જાય ધ્યાનમાં રાખશો.

**સીયાજી**—મહારાજ આપ નચીત રહો તમો રાતના ઉગમણા દરવાજા પર શંકરનું દેવાલય છે ત્યાં હાજર રહેશો ત્યાં હું મારા માણસો મોકલીશ.

**સોમદેવ**—બહુ સારૂં મહારાજ હવે હું જાઊં છું.

**સીયાજી**—ખુશીથી પધારજો ( જાય છે )

---

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ-હલામણનું આનંદભુવન.

### પાત્ર-હલામણ પાછળથી વીરજી.

**હલામણ**-સોન સોન સદગુણી તારી મનહર મૂર્તિ દેખ્યા શિવાય મારા હૃદયમાં જડી દીધું છે ભાગ્યશાળી ભામા તારા વિયોગી પતિને ક્યારે મલી ક્યારે દીલ શાન્ત કરીશ.

**હલામણ**—(ગોપીચંદ ચરિત્ર તુમ સુનો મેરે સુખ રાશી રાગ)

કરશે ક્યાર મળી દીલ શાંત હવે પ્રિયા મારી,
દિલ વ્યાકુળ છે દીનરાત પેખ્યા વિના પ્યારી;
વધ્યો ઉરમાં અતિ ઉતપાત ભુવન ભવભારી,
નથી રહેતું હવે ક્ષણવાર ધીરજ મન ધારી. કરશે.
શુભ અશુભ લેખથી આજ ઉરે ભય પામું,
પુષ્પ હાથ થકી તો હજાર ઉચાટમાં જામું.
સુખ સાધન સ્યામાની વીણુ દીસે દુઃખ ભારી. કરશે.
મન વલગ્યો વિરહનો રોગ ટાળ્યા કેમ ટળશે,
અન્ય ઔષધથી તો જરૂર આ પ્રાણ નીકળશે,
સોન સુંદરી સદગુણ વૈદ કહો કેદી મળશે,
મારી આવરદા એને હાથ કહું છું પોકારી. કરશે

પ્રિયા વિરહાનળનો વ્યાધી શરીરમાં રોમ રોમ પ્રસરી ગયો છે. હજારો ઔષધોથી તે મટી શકનાર નથી. એ તો જ્યારે સોન સદ્‌ગુણી વૈદ આવી પ્રેમી વારાનો ઔષધ પાશે ત્યારે રોગ દુર થશે. (સામે જોઈ) અરે પણ વીરજી કેમ ઉતાવળો ચાલ્યા આવે છે.

**વિરજી**—ઘણી ખમા કુમારશ્રીને અન્નદાતા શું વિચારમાં ગુંથાયા છે શું કાંઈ નવીન વાત સાંભળી છે.

**હલામણ**—નાના, વીરજી શુ છે કાંઇ નવીન !

**વિરજી**—વળી અન્નદાતા કાંઇ આપનાથી અજાણ્યું હોય ઉડાવો છો શીદ.

**હલામણ**—વીરજી તારા સોગન ખાઇને કહું છું કે મને કાંઇ ખબર નથી જે હોય તે જલ્દી કહે.

**વીરજી**—શીવ, શીવ, શીવ.

**હલામણ**—વીરજી શા માટે ગભરાય છે જે હોય તે કહે.

**વીરજી**—શું કહું અન્નદાતા કહેતાં જીભ ઉપડતી નથી આપે જે શમસ્યા પુરી કરી હતી ( અટકી જાય છે )

**હલામણ**—વીરજી શા માટે અટકે છે, તેને કાંઇ રોગ થયો છે કે તે અચાનક મરણ પામી છે.

**વિરજી**—અન્નદાતા મરણથી વીશેષ.

**હલામણ**—વીશેષ વાળી વાત છોડી દે, જે વાત હોય તે જલદી કહે.

**વીરજી**-અન્નદાતા તે સમસ્યામાંથી આપનું નામ કાઢી નાખી પીતાશ્રી પોતાનું નામ દાખલ કર્યું છે, ને ઓઝણું પણ સાથે મોકલ્યું છે.

**હલામણ**—છટ છટ નિર્લજ આ શું બોલે છે, પીતાશ્રી કદી પણ આવું કાર્ય કરે ખરા.

**વીરજી**—અન્નદાતા ગુસ્સો શા માટે કરો છો ઓઝણું લઇને જનાર માણસ મેરૂખલાસ મને રસ્તામાં મળ્યો હતો, તે મારો સંબંધી હોવાથી મને બધી વાતચીત કરી હતી, પછી સાચી કે ખોટી.

મહા જુલમ જગતનાં પુત્ર પત્નિ પીતા ચહાયે—ટેક
સુણી એ ભયકારી ઉચાટ ઉરમાં વધે વિચાર
બનું બેજાર કરૂં શું હાયે. મહા જુલમ૦
બનતાં આ અધમ કર્મ રહેશે નહી ધર્મ,
ભાગશે ભર્મ લાજ સઉ જાએ. મહાજુલમ૦

ધરી શકે નહી ધરા શેષ કુકર્મ શેહેર ક્લેશ,
ન ધરમનો લેશ જરૂર જણાયે. મહા જુલમ૦
ધર્મ સંકટ પડયો તે મારે શીર બન્યો શું અધીર,
ભેદાય શરીર વ્યાકુળ જીવ થાયે. મહા જુલમ૦

**વીરજી**—મહારાજા આ શોક કરવાથી શું વળવાનું છે એવો ઉપાય શોધે કે પાપીના મુખમાં ધુળ પડે.

**હલામણ**—છટ વીરજી આ શું બોલે છે, મારા પીતાશ્રી તે શું મારા શત્રુ ગણાય? કદી નહીં સાંભળ.

**સોરઠો.**

બદલે બીજા લોક, બરંડા બદલે સહિ;
કુળને લાગે ખોડ, હીણું કરે હલામણ.

**ગીતી.**

વિકટ ધરમ સંકટથી ઉર અકળાએ અતિ વ્યાકુળ થાએ,
અધવચ જીવ અથડાએ રહ્યું નાહ જાઓ. (પડદો પડે છે,)

---

# પ્રવેશ ૭ મો.

## સ્થળ—બાલંભા રાજસીંહનો મહેલ.

પાત્ર—રાજસીંહ, રાણી, દાસી પાછળથી સોમદેવ.

**રાણી**—પ્રવેશ! હજુ સુધી પેલા ગોર મહારાજ કેમ નહીં આવ્યા હોય?

**રાજસિંહ**—પ્રીયે! આજ કાલના રાજકુંવરો વિદ્યાહીન વીશેષ

જોવામાં આવે છે તો સમસ્યા જલદી પુરી ક્યાંથી થાય એટલે વીલંબ થયો હશે પણ હવે આજકાલમાં આવવા જોઇએ.

**રાણિ**—વહાલા મને પણ એજ ચિંતા થયા કરે છે. નિદ્રા પણ આવતી નથી, સારા કામને સો વીઘ્ન.

**રાજસીંહ**—બરાબર છે પ્રીયે તમારૂ કહેવું; પરંતુ આપણી ધારણા શું કામની, જગકર્તા જગદીશ્વરે જે કાર્ય નિશ્ચત કરી રાખ્યું હશે તેજ થશે જ્ઞાન દ્રષ્ટિથી તપાસ કરો કે ચાદ બ્રહ્માંડ પતી રામચંદ્રજીને ખબર નહોતી કે સવારે રાજ્યાભિષેકને બદલે વનવાસ જવું પડશે. પાંડવોને ખબર નહોતી કે ધુત રમવાથી રાજ્ય હારી જઈશું. દશરથ રાજાને ખબર નહોતી કે નીચ કૈકૈ આવું વચન માગશે પરંતુ દૈવ દોષ લેતો જ નથી; માટે તેનો વ્યર્થ હર્ષ અને શોક શું કરવો.

**રાણિ**—સ્વામીનાથ! અમો અબળાનાં હૃદય નિર્બળ હોય છે જેથી સ્વાભાવીક સંકલ્પ થયા કરે છે.

**દાસી**—મહારાજા ગોરમહારાજ પધારે અંદર આવવા રજા માગે છે આજ્ઞા છે.

**રાજસીંહ**—દાસી જલદી અંદર લાવ (દાસી જાય છે) પ્રિયાને પ્રસંગ ચાલતો હતો તેજ પ્રત્યક્ષ રજુ થયું.

**સોમદેવ**—ઘણી ખમા બાલંભાના મહારાજાને.

**રાજસિંહ**—પધારો મહારાજ શા ખબર છે ને ક્યાં ક્યાં ફરી આવ્યા તે સવિસ્તર હકીકત કહો.

**સોમદેવ**—સાંભળો મહારાજા દેશોદેશ રાજે રાજ જોયા પરંતુ

તારા મનની ઉમેદ બર આવી નહીં, છેવટ હું પણ કંટાળી ગયો ને સંન્યાસ ગ્રહણ કરવા જંગલમાં જવા વિચાર કર્યો. રસ્તામાં ધુમલી શહેર આવ્યું જેમાં હનુમાન વંશના જેઠવા રાજા રાજ કરે છે ત્યારે વિચાર થયો કે ચાલ આ રાજને પણ જોતો જાઉં ત્યાં જઇ સમસ્યા બતાવી કે તુરત સીયાજી મહારાજાએ પુરી કરી મને સારૂં માન આપ્યું. વાહ વાહ! શું રાજની સમૃધી ને શું મહારાજા પોતે અન્નદાતા શું વખાણ કરવા અત્યાગ્રહે ઘણી આનાકાનીયે આવવા રજા મળી કે તુરત રવાના થયો, અને આપની સેવામાં હાજર થયો.

**રાજસિંહ**—ત્યારે મહારાજ આપને પણ બહુ પરીશ્રમ પડયો ઠીક છે. મહેનત તમોને મળશે.

**સોમદેવ**—અન્નદાતા એ શું બોલ્યા આપનું તે હું મારૂં પોતાનુંજ સમજું છું તેમાં પરિશ્રમ શાનો ? આપનું લુંણ ખાઇ હલાલ કરવું તે અમારૂં કામ છે.

**રાજસીંહ**—બહુ સારૂ પણ લગ્ન માટે શું નિશ્ચય કર્યો છે.

**સોમદેવ**—મહારાજા વળી તેને તે વિલંબ હોય! ખાંડુ પણ સાથેજ લાવ્યો છું તમો તૈયારી કરો એટલે બસ ક્યો આ સમસ્યા પુરી કરેલ. ( આપે છે. )

**રાજસિંહ**—ઠીક તમો હવે ઘેર જઇ જમીને આવો એટલામાં હું પ્રધાનને બોલાવી લગ્ન સામગ્રી માટે વરદી આપુ છું.

**સોમદેવ**—બહુ સારૂ અન્નદાતા પણ સાથે આવેલ મીજમાનોને માટે ઉતારા વીગેરેનો બંદોબસ્ત કરાવો.

**રાજસીંહ**—દાસી તું સેનાપતી ભાઇને કહે આવેલ મીજમાનોને

સારો ઉતારો તથા આગતા સ્વાગતા સારી રીતે કરવા મહારાજાએ હુકમ કરેલ છે.

**દાસી**—જેવી આજ્ઞા. ( જાય છે. )

**સોમદેવ**—લ્યો મહારાજા હું પણ રજા લઉં છું.

**રાજસિંહ**— હા ખુશીથી પધારો ( જાય છે ) પ્રીયે ! હવે જલ્દી લગ્નની તૈયારી કરવા માંડો પણ બહેન નથી દેખાતાં ક્યાં ગયા છે.

**રાણી**—ફરવા ગયાં હશે ? પાર્વતી જા આ સમસ્યા લઇ બહેનને આપી આવ.

**પાર્વતી**—જેવી આજ્ઞા. (લઇને જાય છે.)

**રાણી**—પ્રાણેશ ! પધારો ભોજનશાળામાં ભોજન તૈયાર છે દાસી ક્યારની રાહ જુએ છે.

**રાજસીંહ**—હા ચાલો પ્રીયે. ( બંને જાય છે. )



# પ્રવેશ ૮ મો



**પાત્ર**—સોન સખીએ ને પાછળથી પાર્વતી.

**સોન**—વાહ રમ્ય જાઇ, લતાઓ તમે તમારા પ્રીય તમને કેવી પ્યારથી લપટાઇ રહી છે, હદભાગ્યણી તમારા જેવી કોઇજ નહીં.

**લક્ષ્મી**—બા ઘેલા બની જતા નહી હો ધીરજ ધરો હવે થોડા વખતમાં તમો પણ જાઇ લતા બની ચંપા સાથે ચેનમાં પડશો સમજ્યાને ?

**સોન**—જો લક્ષ્મી મશ્કરી શરૂ કરી કે હું તો આ કુદરતે બનાવેલ વૃક્ષ અને વેલીયો સમીપે વિચાર કરી આનંદ લઉં છું ત્યાં તને મશ્કરી સુજે છે ખરૂં કે ?

**લક્ષ્મી**—ના બા ના મશ્કરી ક્યાં છે હું પણ કુદરતનેજ કહું કે તમારૂં કાર્ય ક્યારે ઉદય થશે.

**સોન**—બેન છોડ વાત ચાલો જગતજનુંની આરાસુરીનાં દર્શન કરી ઘેર જઇએ માતુશ્રી રાહ જોતાં હશે.

**લક્ષ્મી**—પધારો બા દેવાલયમાં હું પુષ્પ લઇ આવું છું.

**સોન**—(દેવાલયમાં જઇ) હે જગતજનની જુગદંબા આરાસુરી તારી દીનબાળા સામે દ્રષ્ટી કર; માબાળુ માતા જેને આ દેહ અર્પણ કરી છે, જેની સેવામાં ઉમર વ્યતીત કરવી છે તે સદ્ગુણી મળે તોજ સુખ નહીં તો કુમારીકા વ્રત શું ખોટું પરંતુ તે જો તારી રહેમ દ્રષ્ટી હોય તોજ મળી શકે.

**શાર્દુલવિક્રિડત છંદ.**

હે અંબે ! મહીવાસુરી ગુણ ભરી, જા દાસી સામુ ફરી;
વિઘ્નો સર્વ હરી મને સુખ કરી, દેજે સુખની ઘડી;

માથું દમું કરી મુખેથી ઉચરી, આશા તમારી ધરી;
આપો તો કરૂણા કરીપતિ ગુણી, ના આપી દેશો અરી.

**લક્ષ્મી**—લ્યો બા આ પુષ્પ હવે જલદી આરતી કરી લ્યો કારણ કે વખત વધારે ગયો છે માતુશ્રી ઉતાવળા થતા હશે.

**સોન**—બરાબર લક્ષ્મી આજે આપણે માતુશ્રીને કહ્યું પણ નથી. જેથી રાહ જોતાં હશે ખરા, લાવ અરતી.

**લક્ષ્મી**—લ્યો બા (આરતી પ્રગટીને આપે છે.)

**સોન**— **(રઘુપતી રામ રૂદેમાં રહેજોરે એ રાગ.)**

નમું જુગદંબા રૂદ્રની રાણીરે, જવાળામુખી પ્રગટ જુગ જાણી,
હું છું બાળ અબલ કદ સાઓરે દુખલડાં તમામ નસાવોરે,
પડું પાય પ્રસન દેવી થાઓ નમુ જુગદંબા રૂદ્રની રાણીરે,
ભવસાર છે ભયકારી ચાહુ હાંટવાં હોડી મારીરે
દેજો સદ્દગુણી મુજને સુખાણી નમું જુગદંબ રૂદ્રની રાણીરે.
જેના હાથમાં તન મન દેવુરે સદાકાળ જેને સંગ રેવુંરે.
તે મુરખ મળે તો દુખ કેવું નમું જગદંબા રૂદ્રતી રાણીરે.
માટે આજ મુજ અરજ સ્વિકારો વિપુરેશ્વરી લેજો તારીરે.
મને કરજો કોવીદની નારી, નમુજગદંબા રૂદ્રની રાણીરે.

હે મહિસાસુર મર્દીની! તું સેવકોની પ્રતીપાળ છે તારા ભક્તોને સંકષ્ટ તેને તું પોતેજ માને છે તો આ બાળા અત્યારે દુખ સમુદ્રમાં ડુબે છે તેને તારનાર તારી શીવાય અન્ય સમર્થ

નથી. માજી મારા તમામ કષ્ટો દુર કરી સુખનો સૂર્ય ઉદય કરો.

**લક્ષ્મી**—કેમ બા પુજન થઇ રહ્યું તો રથ તૈયાર કરૂં

**સોન**—હા બેન પુજન થઇ રહ્યું રથ તૈયાર કર.

**લક્ષ્મી**—બહુ સારૂં બા (ચાલવા જાય છે ત્યાં) આ જુવે તો ખરા પાર્વતી કાંઈક ઉતાવળી ચાલી આવે છે લાગે છે ઉમંગમાં કંઇ નવીન ખબર હશે.

**પાર્વતી**—(પ્રવેશ કરે છે) બાઇ સાહેબ વધામણી લાવું છું.

**સોન**—શાની વધામણી-પાર્વતી ?

**પાર્વતી**—આ આપનું વેવીશાળ ધૂમલીના મહારાજા સીયાજી સાથે કર્યું તે સમસ્યા પણ તેણે પુરણ કરી. લ્યો આ સમસ્યા (પોતાની પાસેથી કાગળ આપે છે.)

**સોન**—વાંચીને મારા પ્રાણથી કાંઇ વિશેષ વહાલી પાર્વતી આ વખતે તેં મારા બળતા હૃદયને વીરીરૂપ બની શાંત કર્યું છે તેના બદલામાં મારાથી કાંઇ પણ આપી શકાય તેમ નથી તો પણ

**રાગ—મારા પ્રાણથી વહાલી પાર્વતી.**

મારી પ્રાણ પ્યારી પાર્વતી ભલે આવી તું અહી,
પ્યારા નાથ તણા પ્રાક્રમનો પત્ર આ લઇ— ટેક.

આનંદ મારા ઉદમાંરે રાખી ન સમાયે આજ,
મનવાંછીત મુજને મળ્યું મારા સિધ્યા સર્વે કાજરે-ભલે.
આદિત ઉગ્યો આજનોરે શુદ્ધ સુવર્ણ સ્વરૂપ,
મે વરસ્યો મોતી તણો મારે આજનો દીન અનુંપમ-ભલે.

અજવાળામાં આવીયુંરે આ ઘડી જગત તમામ,
સુખ દેખુ સહુ ઠાઠ માંહી દુઃખ દેખુ નહિ નામરે–ભલે.
આપું છું ઇનામમાં લે આ હાર અમુલ્ય.
આ દુનીયામાં અન્યને નહિ તેવડું તારે તુલ્યરે–ભલે,

બેન આ મારો હાર તેને આપું છું વળી વખત આવે જોઇ લઇશ.

**લક્ષ્મી**—કાં બા મારૂં કહેવું સાચું ઠર્યું ને? હવે તો શાંત થઇને?

**સોન**—બેન સમસ્યા તો પુરણ થઇ તે આનંદ થયો પરંતુ હૃદયમાં રહેલ પરમાત્મા સાક્ષી પુરતા નથી કે આનંદ થાય કદાચ સમસ્યા કોઇએ પુરણ કરી હોય ને નામ કોઇનું હોય શી ખાતરી રજવાડાના વિશ્વાસ નહિ.

**લક્ષ્મી**—ઓહોહો બા તમો તો આવાંજ રહ્યાં કે બિચારા માતપીતાએ આપના કહેવા પ્રમાણે કર્યું છતાં છેવટ તો જુતી. આપના કહેવા પ્રમાણે કર્યું છતાં છેવટ તો જુતીઆજ, કે?

**પાર્વતી**—બા ખાંડુ પણ સાથેજ આવ્યું છે, હવે ચાલો માતુશ્રી આપને બોલાવે છે.

**લક્ષ્મી**— બા હવે છાનાંમાનાં રહેજો. જલ્દી લગ્ન કરવા દો કે અમે પણ બે દિવસનો લહાવો લઇએ.

**સોન**—લક્ષ્મી મૌનતા ધારણ કેમ કરી શકું જ્યાં સુધી મારૂં હૃદય કબુલ નહિ કરે ત્યાંસુધી મારાથી કબુલ કેમ કરાય જેને આ દેહી અર્પણ કરવી છે તે વગર વિચારે કાર્ય બની કેમ શકે!

કાલે વિચારીએ કરતાં સગાઇ,
તન મન ધન જેને સોંપવું બાઇ–ટેક.

પાલટીએ લઇ અન પદાર્થ;
આતો કરમ સંગ જાએ જડાઇ–કાન.

રહીને અનચે જા ચપલ ઘડી,
જીવવું જગમાં અને દુખદાઇ–કાન.

સુખ દુઃખનો કરવો જેને સાથી,
શુન રહે રાણીએ મનમાંહી–કાન.

**લક્ષ્મી**—ઠીક બા તમો તો તમારૂંજ ધાર્યું કરવાના તેમાં કોઇનું કહેવું શું કામ આવે. બીચારા માતપીતા પણ આ વાત સાંભળી નારાજ થશે.

**સોન**—લક્ષ્મી માતાપીતા તો વેવીશાળ કરી આપે પરંતુ ઉંડો વિચાર ન કરે ને પાછળથી તેના ફળ દીકરાઓને ભોગવવા પડે સમજ્યાને ?

**લક્ષ્મી**—બહુ સારૂ બા ચાલો રથ તૈયાર છે ( જાય છે )

# પ્રવેશ ૯ મો.

### સ્થળ—રાજસિંહનો મહેલ.

**પાત્ર**—રાજસિંહ, રાણી, સોન, દાસી, સોમદેવ વગેરે

**રાણી**—દાસી હજુ સુધી બહેન કેમ નથી આવ્યા ?

દાસી—બાઇ સાહેબ હું સમસ્યા દઇ ચાલી આવી ને તેઓ પાછળ આવતા હતા જુઓ આવ્યા.

સોન—માતુશ્રી અભીનંદન કરૂં છું.

રાણી—કલ્યાણ બેટા તારી બનાવેલ સમસ્યા ઘુમલીના મહારાજા સીયાજી જેઠવે પુરી ખાંડુ પણ સાથે આવ્યું છે તો હવે તારા પીતાશ્રી લગ્નની તૈયારી કરવા કહે છે.

શોન—માતુશ્રી સમસ્યા પુરણ થઇ તે ખરૂં પરંતુ મને શંકા રહે છે, તો ખાંડાથી લગન કરવા મારી ઇચ્છા નથી, પરંતુ સમસ્યા પુરણ કરનાર પોતે અહીં પરણવા આવે તે વખતે હું બીજી સમસ્યા બતાવું ને તેનો ઉત્તર આપે તો મને પાણી ગ્રહણ કરવાને કોઈ જાતની હરકત નથી.

રાણી—સોન તું દીવાની તો નથી ને ? તારા કહેવા મુજબ સમસ્યા લઇ રજવાડાઓમાં મોકલ્યા તે બીચારો મહા મુશીબતે સમસ્યા પુરણ કરાવી આવ્યો તો તેને પણ જસને જુતીયાં, ક્ષત્રીઓમાં આવી પુત્રીઓ સ્વછંદપણે વર્તવાવાળી કોઇ નહોતી જોઇ હવે તો તારાથી અમો છેક કાયર થઇ ગયાં.

શોન—માતુશ્રી ક્રોધ શામાટે કરો છો તમો તમારા સુખમાં રાજી છો કે દુઃખમાં જો સુખમાં રાજી હો તો મારા ધારવા પ્રમાણે કરવા દયો પછી આપની મરજી.

દાસી—બા મહારાજ પધારે છે ( રાજસીંહ આવે છે )

રાણી—પ્રાણેશ અભીનંદન કરૂં છું.

રાજસીંહ—સ્વસ્તીતુભ્યં. પ્રીયાં કેમ પ્રિયા સોનબાને સમસ્યા વંચાવી.

રાણી—હા સ્વામીનાથ વંચાવી પરંતુ પથ્થર માથે પાણી જેવું થયું.

રાજસીંહ—કેમ પ્રિયા આવું બોલવાનો ભાવાર્થ શું છે

રાણી—સોનબા તો કહે છે મને સમશ્યામાં શક રહે છે, જેથી હથેવાળે લગ્ન કરી ફરી પ્રશ્ન પુછી ખાત્રી કરીને પાણી ગ્રહણ કરીશ.

રાજસિંહ—ભલે બેનનો એવો વિચાર હોય તેમ કરીએ.

દાસી—મહારાજ ગોર આવ્યા છે અંદર રજા માગે છે શી આજ્ઞા છે.

રાજસિંહ—ખુશીથી આવવા દે.

દાસી—જેવી આજ્ઞા ( દાસી જાય છે )

સોમદેવ—જય થાઓ મહારાજનો કેમ મહારાજા હવે લગ્નના માટે શું વિચાર કર્યો. સારા કામને વિશેષ અટકાવવાથી હજારો હરકત આવી પડે માટે જલદી બને તો વધારે ઉત્તમ ગણાય.

રાજસિંહ—મહારાજ તે કહેવું બરાબર છે પરંતુ સોનબાનો વીચાર એવો છે કે હથેવાળાથી લગ્ન કરી ફરી પરનો તરથી પરિક્ષા કરવી ને ત્યારબાદ પાણી ગ્રહણ કરવું આવો વિચાર છે.

સોમદેવ—હેં હેં હેં મહારાજા આતે તમે શું બોલો છો રાજાઓના ખાંડા આવ્યા પાછા ફરતા હશે કે? શું મારૂં તમારે

કમોત કરાવવું છે કે શું ? મારી બધી મહેનતના માથે પાણી ફેરવવા કેમ તૈયાર થયા સોનબા તો છોકરૂં છે તે શું જાણે તમે તમારે તૈયાર કરોને.

શોન—મહારાજ ! ક્રોધ શા માટે કરો છો હું વીના પરીક્ષાથી પાણી ગ્રહણ કરનાર નથી વળી તેમાં તમારી મહેનત શું માથે પડવાની છે હું કાંઇ પરણવાની ના કહેતી નથી તમે શીદ મુંજાઓ છો ?

સોમદેવ—ના કહી ત્યારે શું શીંગડાં અમે જાણતા હતા કે રાજાઓના કામમાં કદી જશ મળેજ નહી ને થયું તેમજ ઠીક તમે જાણો ને તમારૂં કામ જાણે. હવે હું મોંઢું બતાવવાનો નથી હશે આ નીમીતે મારૂં મૃત્યુ માંડયું હશે નહી તો આવું કામ હાથ લઉં શા માટે.

શોન—ગુરૂજી આવો ખોટો ક્રોધ કરી મારા પીતાશ્રીને શરમીંદ શા માટે કરો છો. મારે આખી જીંદગી નીરગમન કરવી છે તો વીના વીચારે એ કાર્ય કદી નહીં બને.

રાજસિંહ—મહારાજ તમો સોનબાને લઇને ત્યાં જાઓ ને પછી બેનની મરજી મુજબ પરીક્ષા કરી પાણી ગ્રહણ કરે અમારી રજા છે.

સોમદેવ—( સ્વાગત ઠીક છે જવા દયો. ત્યાં પછી હું જોઉં ને એ છે કે ગમે તેમ તો કરી બેડો પાર ) ભલે મહારાજા બેનની મરજી તેમ હોય તો મારી ના નથી. ચાલો કરો. તૈયર હું ઘેર જઇ તૈયાર થઇ આવું છું.

રાજસિંહ—ભલે ખુશીથી જાઓ. ( જાય છે ) બેન તમો

પણ તઇયાર થાઓ ને તમારી બન્ને દાસીયોને સાથે લઈ જાઓ ને પાછા ફતેહના સમાચાર મોકલો.

સોન--જેવી આજ્ઞા ( સોન જાય છે ).

રાજસિંહ—પ્રિયા મારે કચેરીમાં જવાનો વખત થયો છે માટે રજા છે ?

રાણી--પધારો પ્રાણેશ ( રાજા જાય છે. )

સોમદેવ--લ્યો ચાલો બા રથ રવાના કરો.

સોન--મહારાજ તમે ચાલતા થાઓ હું જરા અંબાજીની સ્તુતિ કરીને આવું છું.

સોમદેવ--બહુ સારૂ બા ( માણસોને ) ચાલો રવાના [ સૌ જાય છે ને સોન સ્તુતિ કરે છે. ]

# અંક બીજો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ-ઘુમલી સીયાજીનો ખાનગી મહેલ

સીયાજી--સોન સોન શું તમારો ચમત્કાર ? શું તારામાં વશીકરણ કે શું મોહની મંત્ર કે પ્રાણ પરવશ કરી દીધ સુંદર શયનભુવન તારા વિણ સ્મશાનવત જણાય છે, દિવ્ય

માન રંગમહેલ ઉજ્જડનો આભાસ કરે છે ખાન પાન વીશ સમાન લાગે છે તારા કમળ મુખનું દર્શન થશે ત્યારે કેવો આનંદ થશે તે અનુભવી શકાતું નથી.

અદીઠ પ્રિયા વશી અંતર મારે;
મુજ મન એ વીણુ અન્ય ન ધારે–ટેક,
એ મદીરાક્ષી તણો કર મુજને,
શુભ મધુ પાન કરાવશે ક્યારે–અદીઠ.
કે દીન વાણી પીયુષને પુરે,
મુજ મન પ્યાસી વપીહને તારે–અદીઠ.
કામની કામની તુલ્ય એ ભાવની,
જામની કેદિ જગાવશે પ્યારે–અદીઠ.
એ દીન કેવો હવે સુખ રૂપી,
જે દિન સોન આવશે ઉતારે–અદીઠ.

અરે પણુ સુખમાં સુખ ને દુ:ખમાં દુ:ખજ મારૂં જેમ જેમ અધીરૂં મન મળવાને તલપે છે તેમ તેમ ગોર મહારાજ પણ વિશેષ દિવસો વ્યતીત કરતા જાય છે પણ રખેને પોકળતો પ્રકાશ ના પામ્યું હોય (વિચાર કરો) અરે નાના અમારા બે શીવાય ત્રીજો માણસ એ વાત જાણતો નથી તો ભય શાનો પણ મહારાજની અવધી ઉપર બે દિવસ થયા તો હવે આપવા જોઇએ.

(સામે જોઇને અરે વાહ વાહ જેની રાહ જોતો હતો તે પધાર્યા તો ખરા) કેમ મહારાજ શી ખબર છે.

સોમદેવ—મહારાજ વળી બીજા ખબર હોય કે અહિં હથેવાળે પરણવા તેણે ઉત્કંઠા બતાવી જેથી સાથે લઇને આવ્યો પણ જલદી કરો તેને ઉતારા માટે ગોઠવણ કરો પણ જો જો ઉતારો એવો મળવો જોઇએ કે કોઇ માણસ પણ ત્યાં જઇ શકે નહિ એટલે આપણું કામ ફતેહ થાય બાર પછી હરકત નથી.

સીયાજી—જાઓ ત્યારે આ ચાવીઓ લઇ આપણો બહારનો હવા ખાવાનો મહેલ ઉઘાડી તેમાં ઉતારો આપો મેં તે કાલેજ દુરસ્ત કરાવી રાખ્યો છે ( ચાવી આપે છે. )

સોમદેવ—બહુ સારૂ મહારાજા જાઉં છું ( જાય છે )

સીયાજી—વાહ વાહ હવે બેડો પાર શાબાશ છે એ ગોર મહારાજને કે મારા માટે તેણે પુરો પરીશ્રમ લીધો પણ હવે મારા ખાનગી માણસોની ત્યાં ચોકી રખાવું કે કોઇ અજાણ્યું આવી વાતચીત ના કરે નહિ તો જો હલામણને ખબર પડશે તો વાત વણસી જશે ચાલ તેનો બંદોબસ્ત કરૂં ( જાય છે. )

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—નદી કિનારે.

પાત્ર—સોનની દાસી લક્ષ્મી તથા હલામણની દાસી રાધા ( બંન્ને દાસીઓ નજીકમાં બેડાં ઉતારી પાણી ભરે છે. )

**લક્ષ્મી**—અરે બાઇ જરા આંખો ઉઘાડ જોને છાંટા પડે છે. મારા બાઇ સાહેબ સોનબા માટે પુજનનું પાણી છે તેમાં તું છાંટ નાંખી બગાડે છે મદમાં આંધળી બની ગઇ લાગે છે.

**રાંબા**—જોને રાંડ છટેલ શરમાતી નથી બોલતાં મદ હોય તો કયાં તારો ઉછીનો લીધો રાંડ તારી બાઇ તેમાં મારે શું જો વધારે બોલી તો હાડકા ખોખરા થશે સમજીને ?

**લક્ષ્મી**—જા નીચ કુલટા તું મારા હાડકા શું ખોખરા કરનાર હતી રાંડ પરાયું ખાઇ હરામની દાનતે રાખી મસ્ત થઇ ફરોને બહાર કજીઆ કરવામાંજ સુરીઓ ગણાઓ;

**રાંબા**—જા જા રાંડ તારા બાપનું અનાજ નથી ખાતા બળતરા થતી હોય તો નાખ રાઇને મીઠું આંખમાં.

**લક્ષ્મી**—નીચ હવે સાંભળીને બોલજે હો સમજીને.

## એલી બાનડી જોને તું.

આશું બોલે અલી બાનડી અજાણ વધારે ના વદીશ હવેરે.
તારા બોલ લાગે મને તીખાં બાણ વધારે ના વદીશ હવેરે.
જેવી છું તેવી જણાય છે જરૂર વધારે ના વદીશ હવેરે.
કાળા કરમની કરનારી ક્રુર વધારે ના વદીશ હવેરે.
મને લાગી અંતરમાંહી લાય વધારે ના વદીશ હવેરે.
તારૂ મુખ મને લાગે દુખદાસ, વધારે ના વદીશ હવેરે.
હવે બોલી જોજે રાખ્યા વિના સુર્ત, વધારે ના વદીશ હવેરે.
તોડું તળાવેથી જીભ તારી ધુર્ત વધારે ના વદીશ હવેરે.

રાધા—ઓય તારો બરો શાંડ જાણે છે કે હું કોણ છું વળી તારી બાઇ તો પતીવ્રતા જોઇ એતો દુનીઆને દેખાડવાનું સમજી અમે તો બધી વાત જાણનારા શાંડ કોને સમજાવે છે. તમારો દમાદમ બધો ઠીક છે. સાંભળ—

જોઇ જોઇ તારી શિખામણ સોન વિવેક તો વંચાશે હવેરે
કહે ડેણને મોઢે તું ડેણ કોણ, વિવેક તો વંચાશે હવેરે
ભણી ગઈ પણ ગણી નથી લેશ, વિવેક તો વંચાશે હવેરે
કરી જાણે નહિ ગુણ તણું મુલ, સિવેક તો વંચાશે હવેરે
ગણે મુરખ ગણીને સમતુલ, વિવેક તો વંચાશે હવેરે
પતિવ્રતા મહી શીર લેશે પાંપ, વિવેક તો વંચાશે હવેરે

સોરઠો.

બાંધી મુઠી લાખની ઉઘાડી વા ખાય,
હલામણ દુવા પારખે, સોન સીયાને જા.

( આટલું બોલી બેડું લઇ ચાલી જાય છે. )

**લક્ષ્મી**—હાય હાય શું આ કુટલાએ આ વાત કરી તે વાંચી હશે અને એમજ હોય તો અમારી શી વલે થશે એ પાપીના હાથથી કેમ છુટશું હાય હાય અંબેમા હવે સહાય કર ચાલ મારી બાઇને જઇ ખબર આપુ ( રોતી રોતી જાય છે )

---

# પ્રવેશ ૩ જો.

---

## સ્થળ—સોનનો ઉતારો.

પાત્ર—સોન, પર્વતી, લક્ષ્મી, સોમદેવ સીયાદાસી વિગેરે.

પારવતી—આ કેમ તમો મુંઝાઇને બેસી રહો છો અહીં આવ્યા બાદ તમારૂં શરીર કૃશ થતું જાય છે, મુખની દિવ્ય કાન્તી મહા મનોહર નીલોત્પલ કલમ જેવા શ્યામ ભાસ્તી જાય છે તેનું કારણ?

શોન—બેન! મને બીલકુલ ચેન પડતું નથી, અહા! વીચાર દધીમાં ડોલ્યા કરૂં છું. તમામ સ્થળ દુઃખમય ભાસે છે.

નથી મુજને સખી આ સહુ ગમતું<br>
વિવિધ વિચારમાં મુજ મન ભમતું,<br>
ચંદન ચીત ચલિત કરે છે.<br>
અંતર અગ્નિ બની તન દમતું, નથી૦

સેવતિ નારી હરે સુખ સઘળું,<br>
પુષ્પ સુંગ્રેથી નથી દુઃખ સમતું નથી૦

સુખ ઉપચારથી શાંત નથી.<br>
મન વિરક્ત વારિધિમાં રહે રમતું. નથી૦

જો પાર્વતી, લક્ષ્મી કેમ રોતી ચાલી આવે છે.

(લક્ષ્મી આવે છે) કેમ લક્ષ્મી શા માટે રૂવે છે તને કોઇ લડયું કે તકરાર થઇજ હોય તે જલ્દી કહે.

**લક્ષ્મી**—શું કહું બા, એક નીચ બાનડીના બોલથી મારા ઉરમાં જ્વાળા પ્રગટ થાય છે કહેતાં જીભ ઉપડતી નથી.

**સોન**—બ્હેન ! શા માટે મુંઝાએ છે, જે હોય તે જલ્દી કહે.

લક્ષ્મી—સાંભળો આ—

## સોરઠો.

બાઇ મુને બાની વઢી, નદિએ ભરતાં નીર,
એક વચનને કારણે, શોસાયું મારૂં શરીર.

**સોન**—બેન ! શું એવું વચન કહ્યું તે કહે.

**લક્ષ્મી**— ( શું કહું વાત. )

શું શું કહું વાત વિસ્તારીને કહેતાં જીભ કપાય;
નિર્લજ લોંડીના બોલથી ઉર કરોધ ન માય—
મરજી મુજબ મદ છક વદી ક્રૂર વચન અપાર.
કુબુદ્ધ કલ્પ્યા વળી આપને માર્યો વચનનો માર—શું કહું.
સમસ્યા પુરણ કરે જે ધણી તેને જાણે છે કોણ.
વણ સમજુ વાર થાય છે નથી વાતમાં મોણુ—શું કહું.
સોન શિયા ઘરમાં જશે જે છે બાપને તુલ્ય,
ખોશે હલામણ હીરલો ભુપ આવશે ભુલ—શું કહું.

**સોન**—હાય હાય દાસી, નીજ પંડિતે આવો વિશ્વાસઘાત કર્યો. જો કદાપી ઇશ્વરે મને અહિં આવવા મતી ન આપી હોત તો નકી મને ભુલથાપ ખવરાવત પણ ઠીક છે સત્યનો બેલી છે.

**પાર્વતી**—જુઓ નીચે પડિત આવ્યો.

સોમદેવ ! કેમ આ ઉતારાની સોય સારી છે તે મહ-
રાજાએ કહેવરાવ્યું છે કે ચીજ રકમ જોઇએ તેના માટે
બીલકુલ મુંઝાવું નહિ, તેઓ લાચાર છે કે— લગ્ન થયાં
પહેલાં તેઓ આવી શકે નહીં પરંતુ તેનુ મન તો અહીંજ છે
સમજયાને.

સોન—નીચ, નીમકહરામ, પાપી ચંડાળ, કૃતઘ્ની તારૂં
કાળું મોઢું શું લઇને આવ્યો છે. વિશ્વાસઘાતી, પીતાને પતિ
બનાવતાં ઇશ્વરનો જરા પણ ડર ખાધો નહી ? હલામણ જેવા
પતીનો ત્યાગ કરાવી સીયાજી સાથે પાણી ગ્રહણ કરાવવા
તૈયાર થયો નામ તું રૌ રૌ નરકનો અધિકારી બનીશ, તમામ
સુખથી વીમુખ થઇશ. નીચ લક્ષ્મીની લાલચ ધરી આવા
કૃત્ય કરી સ્વર્ગના સુખપર નરકનો ભોકતા બને છે.

## ધીક ધીક તને નીમકહરામ

ધીક ધીક તને નીમકહરામ બતાવીશ મુખ મને રે,
કર્યું વિશ્વાસઘાતી તે બુરૂં કામ બતાવીશમાં;
લલચાણો દુષ્ટ લક્ષ્મીને કાજ બતા૰
થઇ કલંકિત વિદ્યા તારી આજ બતા૰
આવું આચરતા ભયકારી કર્મ બતા૰
નીચ નાવી જરી તને શર્મ બતા૰
પાપી પતીવ્રત મારૂં ભંગ બતા૰
શું ચડત તને સુજશનો રંગ બતા૰
મુજ સસરો સિયાજી પિતા તુલ્ય બતા૰
તેને પતિ તું કરતે દઇ ભુલ બતા૰

હા હા નીચ તું તો નરકે પડીશ બતા૦
આવાં કાળાં કામ ફરી ન કરીશ. બતા૦

સોમ—અરે બા પણ તમને આવી ખોટી વાત કોણે કરી હું તમારૂં બુરૂં કરવામાં રાજી હોઇશ કે ?

સોન--નીમકહરામ વીશેષ બાષણ તારૂં રહેવા દે તારૂં કાળું દર્શન વધારે વખત કરવા ઇચ્છતી નથી દાસી જા તેને ધકકો મારી બહાર કહાડ.

સોમદેવ—ઠીક છે યાદ રાખજે કે મારા અપમાનું ફળ તને કેવું મળે છે કોણ હલામણ પતી થાય છે કે સીયાજી.

સોન--જા તારાથી બને તે કરજે દાસી માર ધકકો.

( દાસી ધકકો મારે છે સોમદેવ જાય છે. )

શોન--હાય હાય ! હાય દાસી હવે શું કરૂ હાથથી છુટવું.

લક્ષ્મી--બા ધીરેજ ધરો સહુ સારાં વાનાં થશે જો ખબર ન પડી હોત તો ઉપાય નહોતો પણ હવે ફીકર નથી.

સીયાજીની-દાસી ( પ્રવેશ કરી ) બાઇ સાહેબ મહારાજા સીયાજીએ આ શણગાર મોકલ્યો છે તે ધારણ કરો.

સોરઠો.

સુડી ભર્યો શણગાર મને સીયાનો શોભેજ નહીં,
હલામણ મુજ ભરથાર સીયો અમારો સાસરો,

સી.—દાસીઆ હલામણનું નામ મુકો ને શીયાજીનો શણગાર ધારણ કરો તો સુખી થશો નહિ તો દુઃખી થશો.

સોન--જા, નીચ દુઃખને સુખ દેનાર વીશ્વંભર વીના કોણ સમર્થ છે જા તારા નીચ રાજાથી ડરતી નથી.

સી. દાસી--બાઇ આટલો બધો મીજાજ રાખી મને ધક્કા મારો છો પણ તેનાં ફળ તમોને મળશે અમારાજ હાથમાં છેવટ રહેવું પડશે સમજ્યાને.

સોન--જાને સમજાવવાવાળી લક્ષ્મી જુએ છે શું એ રાંડને ધક્કો માર દાદરેથી નીચી પાડ કે ફરી વખત અહીં આવવાની સત્તા ના રહે.

સી. દાસી--યાદ રાખજો બાઇ કે આનું પરિણામ શું આવે છે જ્યારે મહારાજાના ઘરમાં આવશો ત્યારે પછી તમોજ અમારી લાચારી ભોગવશો.

લક્ષ્મી--હવે જા નીચ ( ધક્કો મારે છે દાસી જાય છે, )

સોન--દાસી લાવ કાગળ ખડીઓ કલમ મારા પ્રાણેશને પત્ર લખી ખબર આપું.

દાસી--જેવી આજ્ઞા ( લાવે છે સોન પત્ર લખી લક્ષ્મીને આપે છે, )

સોન--જા બેન જલ્દી પત્ર લઇ મારા પતીને આપી આવ.

દાસી--જાઉં છું બા ( લક્ષ્મી જાય છે. )

સોન--પાર્વતી હવે પુજન સામગ્રી તૈયાર કરી લાવ પુજન વખત થયો છે.

પાર્વતી--બા ચાલો પધારો છે ( જાય છે. )

---

# પ્રવેશ ૪ થો.

## સ્થળ: હલામણનો મહેલ

પાત્ર—હલામણ અને પછીથી લક્ષ્મી.

હલામણ—( તકદીર હમારે ઈદના એ રાગ. )

કોઇ ઇલાજ આ ઘડી મુજને મળે નહી.
આ ધર્મ સંકષ્ટા બધી તીર તો જડે નહી—ટેક.
પડું હું પાપમાં વિચારૂં વાત દુષ્ટ જો,
અપાર કષ્ટ રાહ સુખતો જડે નહીં—કોઇ૦
ગણાય પુત્ર તુલ્ય પુત્ર પત્ની જેહને,
તે દુષ્ટવાંછના કરે દિલે ડરે નહી—કોઇ૦
હરી હરી હવે અધર્મ આવી ઉલટયો.
આ કર્મથી આકાશ કાં તુટી પડે નહી—કોઇ૦

હલામણ—સોન સોન સદભાગી સોન કર્મથી પછાત પડેલ પતીને પ્રીતે પાણી પાવાનો વખત ન મળ્યો વહાલી વિના દર્શનથી દિવાનો છું બેભાન છું ગમાર છું આમ વીયોગ વન્હીમાં બળવા કરતાં એકદમ શીર છેદન કરવું ઉત્તમ છે તારા વિના આ કલેવર પ્રાણ રહીત છે. શું કરૂં કયાં જાઉં પિતાશ્રી મારા પુજ્ય પિતા પુત્ર પ્રત્યે આવો જુલમ અનહદ અન્યાય ના ઘટે ઠીક છે આપ વડીલ છો આપની સામે મારાથી એક શબ્દ અસભ્યતા ભરેલ બોલાય તેમ નથી ખેર જેવાં સંચીત.

લક્ષ્મી—પ્રવેશ કરી મહારાજા આપને નમન કરૂં છું

હુલામણ—કલ્યાણ તમો કોણ છો અને શું કામ આવ્યા છો.

લક્ષ્મી—મહારાજ હું આપની અર્ધાંગના સોનની દાસી છું આ તેનો પત્ર લઇ આપને આપવા આવી છું.

પત્ર આપે છે.

હુલામણ—વાંચે છે. શાબાશ સોન તારો અનીવાર્ય સ્નેહને શું તારો મારા પ્રત્યે આવો સ્નેહ છે. તો મારા જેવો ભાગ્યશાળી બીજો કોણ છે.

લક્ષ્મી—મહારાજ પત્રમાં શું લખ્યું છે તે કૃપા કરી મને સંભળાવશો તો આપનો આભાર માનીશ.

હુલામણ—સાંભળ લક્ષ્મી.

પ્રાણપતી છો આપ અમાર.
હું છું આપની પ્યારી વાલા
શહીશ દુઃખો દાવાનળ સીરપર,
નહી રહુ તમારી ન્યારી વાલા—પ્રાણ.
ખબર પડી નહોતી પતિ પહેલે,
મુર્ખ હું માનીતી જાતી વાલા
સત્ય અસત્ય નહી સમજાણું
આજે હવે દુઃખી થાતી વાલા—પ્રાણ.
પંડિત દુષ્ટ પ્રપંચી પૂરો
મુજને દુખમાં નાખી વાલા
તો પણ પાર્ગ પતિત

રાખી ઇશ્વર સાક્ષી વાલા
આજ મુજ પત્ર વિલોકી પ્રીતમ,
દુઃખથી લેજો તારી વાલા.
નહી તો આ દાસી તન તજશે
કહું છું સત્ય પોકારી વાલા—પ્રાણ.

અરે પણ મારા વિચાર શા કામના જ્યાં પિતાશ્રીની પ્રબળતા ત્યાં પુત્રનું પરાક્રમ પરીપુર્ણ કરવાનો વખત મળેજ કયાંથી, ઠીક, લક્ષ્મી આ વખતે એ પ્રેમ મુગ્ધાને મારાથી લેશ માત્ર મદદ થઇ શકે તેમ નથી જેમ પાંખ વીનાનો પક્ષી ગગનમાં ગમન કરવાં ઉત્કંઠા ધારે પરંતુ નીરર્થક તેમજ પીતાશ્રીની પુર્ણ સતા નીચે હું નીર્માલ્ય છું તોપણ "સત્ય મેવ જયતિ" ધીરજ રાખવાથી તમામ કાર્ય સફળ થશે પણ અત્યારે નીરૂપાય છું.

લક્ષ્મી—મહારાજા શા માટે નિર્બળ શબ્દો કાઢો છો સૌ સારા વાના થશે વળી ઇશ્વરે એ જોડી આપના માટેજ નિર્મેલ છે કારણ કેઃ—

### સોરઠો.

જેવી સોન સુજાણ તેવો હલામણ હીરલો,
બેતન એકજ પ્રાણ જુગત જોડ મલી ભલી.

હલામણ—લક્ષ્મી તારૂં કહેવું સત્ય છે પરંતુ વીયોગનું અસહ્ય દુઃખ મારાથી સહન થતું નથી પરંતુ લાચાર છું.

લક્ષ્મી—મહારાજા નિશ્ચિત રહો સોન હલામણ સીવાય અન્યને ભ્રાત પીતા ગણે છે, લ્યો હવે રજા લઇશ.

**હલામણ**—ખુશીથી જા હરવખત તારી બાઈના મને ખબર આપતી રહેજે કે મારા અધીરા મનને શાંતી મળે.

**લક્ષ્મી**—કંઈ ફીકર નહિ મહારાજા જાય છે.

---

# પ્રવેશ ૫ મો.

---

## સ્થળ સીયાજીનો મહેલ.

**પાત્ર**—સીયાજી દાસી ગોર.

**સીયાજી**—વાહ વાહ જગતનિયંતા તેં મારે માટે સોન રૂપી રત્ન ક્યાં છુપાવી રાખ્યું હતું સોન જ્યારે આ મહેલમાં પ્રવેશ કરશે ત્યારે શું શોભામાં વૃદ્ધિ પામે નહિ અરે પણ અત્યાર સુધી દાસી કેમ નહી આવી હોય [સામે જોઇ અરે આવી ખરી પણ શણગાર પાછી લાવી લાગે છે કાંતો પ્રસન્ન નહિ પડ્યો હોય.

**દાસી**—[ પ્રવેશ કરી ] લ્યો તમારા દાગીના બળ્યું આ કામ મને જો આવી ખબર હોત તો જવાની હા પાડત નહી પણ મારા નશીબે મને ભુલાવી.

**સીયાજી**—પણ છે શું કાંઇ પ્રસન્ન ન આવ્યું કે છે શું તે કહે.

**દાસી**—મહારાજા સોનની ફોગટ આશા રાખશો નહિ મને કહ્યું છે કે તારા રાજા જેવા તો હું નોકર રાખું છું મારો પતી તો હલામણ છે તે સીવાય ઘણા શબ્દો કહી મને સખત માર

માર્યો કે કેટલાક વીસામા ખાતી અહીં પહોંચી હવે ખાટલો ભોગવું તે ઇનામ.

સીયાજી—અરે શું એ નીચ મારૂં અપમાન કરનાર કોણ ! મને કટુ વચન કહેનારને પૃથ્વીપર સુખ ભોગવવા દઉંજ કેમ ? શું મારા પ્યારનું પાત્ર તે હલામણ ભોગવશે કદી નહી. જા તું તારા માટે હું તમામ દવા તથા ખોરાકનો બંદોબસ્ત કરૂં છું.

દાસી—ઠીક મહારાજા હવે હું જાવું છું.

સીયાજી—ખુશીથી જા [દાસી જાય છે] અરે પણ આ પોગળ ખુલ્લું કોણે કર્યું હશે શું કરવું શું ઉપાય કરવો ગોર મહારાજ પણ પાછા આવ્યા નથી ( સામે જોઇ ) અરે સંભાળતાંજ આવ્યા પધારો મહારાજ.

સોમદેવ—માઠા સમાચાર મહારાજા ! આપણુને કાંઇ બોલવાની શકિત પણ નથી મારા તકદીર સારાં કે એ છેડાએલ સર્પના મુખથી બચીને આવ્યો.

સીયાજી—પણ છે શું કહો તો ખરા.

સોમદેવ—શું કહું મારૂં કપાળ કોણ જાણે કોઇએ પોગળ ઉઘાડી દીધું કે મને બોલાવી દાસીયો પાસે સખત માર મરાવ્યો ને ધકકો મારી કહ્યું કે જા નીચ તારા રાજાને કહે કે તારાથી બને તે કરી લેજે.

શીયાજી—ત્યારે હવે શું કરવું તેનું કાંઇ સુઝયું ?

સોમદેવ—તમે જાણોને તમારૂં કામ જાણે મારૂં નામ લેશો નહી આપણુને તો ખુબ મળ્યું.

સીયાજી—અરે પણ એમ બને પલાળ્યું તે મુંડાવ્યા વીના છુટકો. હવે તો દુનિયામાં હો હો થઇ ગયા તો હવે શા માટે કામમાં પછાત રહેવું.

સોમદેવ—ત્યારે એક ઉપાય છે જો બને તો

શીયાજી—અરે ના બને કેમ ખુશીથી કહો.

સોમદેવ—ત્યારે હલામણુને દેશપાર કરો તો પછીથી આપણી મરજી મુજબ કામ થઇ શકે તે અહીં છે ત્યાં સુધી ઉપાય ચાલશે નહી.

સીયાજી—પણ કેવી રીતે દેશપાર કરવો.

સોમદેવ—કેવી રીતે શું કહેવું કે તું મને મારવા ઇચ્છા ધારે છે માટે તારૂં મોઢું ના બતાવ.

શીયાજી—વાહ વાહ બહુ સારી યુક્તિ, ચાલો ત્યારે કચે-રીમાં જઇ તે કાર્ય કરીયે.

સોમદેવ—મહારાજા કચેરીમાં જરૂર નથી, અહીંજ ખાન-ગીમાં બોલાવી દેશપાર કરો. એટલે ફજેત ના થઇએ, હવે હું રજા લઉં છું, તમે એ કાર્ય જલદી કરજો.

સીયાજી—ભલે જાઓ, હમણુંજ બોલાવી દેશપાર કરૂં. (ગોર મહારાજ જાય છે ત્યારબાદ ચોપદાર.

ચોપદાર—મહારાજા શી આજ્ઞા છે.

શીયાજી—જલ્દી જઇ હલામણુને બોલાવી લાવ.

ચોપદાર—જેવી આજ્ઞા (જાય છે.)

શીયાજી—અહાહા જે શશીવદની સુલોચનાએ રોમ રોમ

પતીવાસ કરી દીધો તે શું અન્યની ભોક્તા બને અને જો તેમ બને તો મારૂં આયુષ્ય વ્યર્થજ ગણાય, ઠીક છે જોઉં છું કે શું થાય છે.

હલામણ—પુજ્ય પીતાશ્રી આપને અભીવંદન કરૂં છું સેવકને શી આજ્ઞા છે.

સીયાજી—તું અભીવંદન કરવાને લાયક નથી. તું ખરે મારા કુળમાં અંગાર ઉત્પન્ન થઇ મનેજ મારી નાખી રાજ ભોગવ-વાની તારે ઉત્કંઠા થઇ છે, નીચ તુને જ્યારે પાટવી પદમાં રાખ્યો ત્યારેજ હદ છોડવા પ્રયત્ન કર્યો, હવે તારૂં કાળું મુખ વધારે વખત ના બતાવ જા વીશેષ સજા કરતો નથી, પરંતુ મારૂં નામ સાંભળે ત્યાં સુધી ઉભો ન રહેતો.

હલામણ—પીતાશ્રા ! મારા શીરછત્ર પીતાશ્રી ! આવા વાક્યો શું બોલો છો હલામણનું અનીતી આચરણ કદિ સુર્યનું પશ્ચિમમાં ઉદય થવું બને તો પણ હોયજ નહીં.

હલામણ—( ગોપીચંદ લકડા )

મમ તાત કૃપાળુ વચન વદોમાં ઉત્પાતના ટેક.
કદી ન ધારૂં દુષ્ટ ધારણા કહું સત્ય સમ ખાઇ.
આપ પીતા હું પુત્ર તમારો વિમુખ બનુ ન કદાઇરે.
તુચ્છ રાજનો લોભ ન રાખું ગણું સ્વર્ગ સુખ તુચ્છ.
ભ્રષ્ટ નહીં થાઉં આ ભવમાં તજી શેવ પિતુ સર્વેસ્વને
જાઉં રાજ્ય સંપતી છોડી આપ વચનને કાજ
પણ આરોપ દુઃખ અંતરમાં સાલે છે શિરતાજરે.

પીતૃ ભક્ત હું પ્રાણુ મમરૂપી દઉ આપને શર્ણું
આપ કોપથી ઉત્તમ થાઈ આ ઘડી મારૂં મર્ણું.

શીયાજી—બસ કર નાદાન તારા વિવેક ભરેલા વાકયો વન્હી ઉત્પન્ન કરે છે, તારૂં શ્યામ દેદાર મને દુઃખ રૂપ બને છે, નીચ ચાલ્યો જા.

સીયાજી—(ક્ષત્રી કલંક કેમ લેશે રે એ રાહ)

પાપી પ્રપંચની જાણી તારી પેર, હલામણુ હરામી તું છુ રે.

| | |
|---|---|
| નથી ઉરમાં નમેરા તુને મેર, | હલામણુ૦ |
| નહિ કરવાના કરે છે તું કામ | હલામણુ૦ |
| તું તો બાપને કરીશ બદનામ, | હલામણુ૦ |
| ક્રુર કામથી ભર્યું છે તારૂં અંગ, | હલામણુ૦ |
| તને સાંપડયો છે કુસંગીનો સંગ. | હલામણુ૦ |
| તારૂં મુખ બતાવવામાં અસુર | હલામણુ૦ |
| છોડ પ્રપંચ પ્રિતિને રહે દુર. | હલામણુ૦ |

હલામણુ—મારા પુજ્ય પવિત્ર પીતાશ્રી! પુત્ર પ્રત્યે પુર્ણ અભાવ પ્રદીપ્ત શા માટે કરો છો આપની વીરૂદ્ધ વર્તી નર્કનો ભોક્તા કદી બનવાનો નથી તો મારા માથે આવા કઠોર શબ્દનો વરસાદ વરસાવી શા માટે દુઃખ આપો છો.

હું જાઉર વભૂમી છોડીને કદી નહી આવું આ ઠામ,
શીદ ક્રોધ કરો શીદ ક્રોધ કરો પલમાં પાણી હરામ,
હું પીતૃ ભક્ત નહિ વાકય પીતાનું ઉથાપું

તજી સ્વર્ગ સુખ (૨) નહિં પડું નર્કને ધામ—હું જાઉં
ગણુ વેદ વાક્ય (૨) પીતુ વચન આપના સર્વ,
નિચ જહાં વાણી ત્યાં નિશદિન ત્યાગી ગર્વ,
કરી પીતૃઘાત (૨) નહિં કરૂં કલંકિત નામ—હું જાઉં
નહિ લેશ માત્ર (૨) હું ગણું આપનો દોષ,
દોષ ગણું તકદીરનો નહી કરૂં વ્યર્થ અફસોસ
લો રહો સુખી (૨) હું દુઃખીયો છોડું ગામ—હું જાઉં

**સીયાજી**—નીચ પાપી નીમકહરામ તારૂ પ્રપંચી ભાષણ સાંભળવાને જરા પણ ઉત્સુક નથી, લંપટ તારા કાળા મુખનું દર્શન વધારે વખત ના બતાવ મારા ક્રોધની હદ ભરાઇ ગઇ છે, તો પરિણામ સારૂં આવવા સંભવ નથી માટે જલ્દી ચાલ્યો જા.

**હલામણ**—પીતાશ્રી આપના હુકમનો અનાદાર નહી કરતાં આ શહેરનું પાણી હરામ કરી જાઉં છું પરંતુ સત્ય મેવ જયતિ આખર સત્યનો જય.

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ રસ્તો

**પાત્ર**—હલામણ. દાસી વીગેરે

**હલામણ**—અહાહા પીતાજીની મતીમાં અનીતીએ પ્રવેશ કર્યો કે રતી જેવી સતી છોડી તેનો પતી વીદેશ જવા ગતી ધરાવે છે અહાહા મારી પવિત્ર ધુમલી તારો નીર્ભાગ્ય રાજકુમાર રંક સ્થીતીમાં તને છેવટના પ્રણામ કરે છે મારા હજારો દોષને ક્ષમા કરી મહારા પ્રાણથી વિશેષ વહાલી પ્રેમદાનું રક્ષણ કરજે.

**હલામણુ**—( નાગનકે બચે નાગ હુસે પ્યારે નહિ કરના એ રાગ)

વિદેશ વાટ જાઉં છું આવાર ધુમલી;
પીડે વિયોગ તહારો અપાર ધુમલી...ટેક
છું દુષ્ટ હીત મુજથી નથી બન્યું;
કરૂં છું ભુમી ત્યાગ લઇ ધિક્કાર ધુમલી–વિદેશ
પ્રાણ પ્યારી મારી સોન સોંપું છું તુને
તું રાખજે કરી હૈયાનો હાર ધુમલી–વિદેશ
અપાર દોષ મહારા ન દીલ ધારજો.
કરૂં છું વારંવાર નમસ્કાર ધુમલી–વિદેશ

અરે સદ્દભાગી સોન પણ આ વખતે દુરભાગી દારાને ખબર ક્યાંથી મળશે કે તારો હીણભાગી પતી તારા જેવી શુદ્ધ સતી-ને સદાને માટે છોડી વીદેશ ગયા છે નથી પરક પક્ષી કે તેને મારા સમાચાર કહુ વખતે વૃક્ષપરના પક્ષીઓ પર આનંદ વૃતીથી સુખ લીયે છે એવે વખતે આ હીણભાગી રાજકુમાર દુઃખ દશાને પ્રાપ્ત છે ( સામે જોઇને ) અરે પણ આ સામેથી લક્ષ્મી જેવું કોણ આવે છે હા છે તો તેજ.

**લક્ષ્મી**—અરે મહારાજા ! આ વખત તમામ મનુષ્યો તેમજ પશુ પક્ષી આરામ લીયે છે એવે વખતે આ ભયંકર ડેશમાં આપ કયાં જાવ ઇચ્છા રાખો છો તે સત્વર કહો આપનો ા વેશ જોઇ ઉરમાં જવાળા ઉત્પન્ન થાય છે માટે સત્વર કહો.

**હલામણુ**—શું કહું લક્ષ્મી હીણભાગ્યની હદ વળી ગઇ દુર ભાગ્યનું દુખરૂપી વાદળ છવાઇ ગયું સુખ રૂપી સુર્ય અસ્ત

ચયો વઇભવો વેરી થયાં સુખરૂપી સાધનો શત્રુ બની બેઠાં શું કહું કુડા કર્મની કુરતા બસ હવે મારા દુખની હદ થઇ.

લક્ષ્મી—મહારાજા ? આપનાં આવાં વાકયો ઈંદ્રવજ્ર જેવા લાગે છે પરંતુ શું તે કહો.

હલામણ—લક્ષ્મી મારા પિતાશ્રીએ મને વગર દોષે દેશ-પાર કર્યો છે જેથી હવે હું હાલાર તરફ જાઉં છું. પીતાશ્રીના પ્રાબલ્ય નીચે તારી બાઇને મળી શકાય તેમ નથી.

લક્ષ્મી—ત્યારે શું મહારાજા અમોને નીરાધાર દુખ સમુદ્રમાં ફેંકી ચાલ્યા જશો અમોને સહાય કરનાર કોણ.

હલામણ—સહાય કરનાર વીશ્વંભર શિવાય કોઇ નહીં લક્ષ્મી દુખમાં દુખજ હોય. તારી બાઇના વીયોગથી આ કલેવર જીવ રહીત છે પરંતુ લાચાર છું ધીરજ ધરવાથી સહુ સારૂં થશે લે આ પત્ર તારી બાઇને આપજે ( આપે છે ) કહે જે કે તુને વીશેષ ભલામણ નથી કરતો પરંતુ તારો સતીનો ધર્મ છે તેમ વીચારી વરતજે હવે તું જા.

લક્ષ્મી—ભલે મહારાજા આપની આજ્ઞા છે તો જાઉ છું પણ મારી બાઇને આ અશુભ સમાચાર મળશે ત્યારે તેની શી દશા થશે.

હલામણ—લક્ષ્મી બ્યર્થ શોક શા કામનો સુખ દુખ એ કરતા શ્રીવિશ્વંભર છે મનુષ્ય યત્ન નીરર્થક છે કારણ જે શાસ્ત્રમાં કહેલ છે કેઃ—

स्लोक.

पत्रं नैव यदा तीरट वीरपे दोषो वतंत्स्य किंम्
उल्लुकोन विलाक्यतेयदी दीवा सूर्यास्य कि दुषणम्
वर्षा नैव पतन्ति चातक मुखे मेघस्य किं दुषणं,
यदू भाग्यं वीधीना ललाटलखीतं देवस्य किं दुषणं

તેમજ તમારા પ્રારબ્ધમાં વીયોગ દુખ લખેલ હશે તે કોણુ મીથ્યા કરી શકે ? માટે જા તારી બાઇને મારા શુભ આશીષ કહેજે ને જરા પણુ કલેશ ન કરવો જે નીમીત્ત હશે તેજ થાશે.

લક્ષ્મી—બહુ સારૂં અન્નદાતા ? જાઉં છું ઇશ્વર આપને સાહેલીઓને સદા સુખમાં વિચરો, બન્ને જાય છે.

સોરઠો

હલામણ—દેશવટે દરાર સાચો, દીયો સીયે જેઠવે
જઇને ભણજે જુહાર, હાલો ગયો હલામણો.

---

# પ્રવેશ ૭ મો.

સ્થળઃ સોનનો ઉતારો.

પાત્ર—સોન, દાસી [illegible]છળથી સીયાજી.

સોન—અહાહા દીનબંધુ દીનાનાથ સ્વયંભુ તું જગત માત્રનું રક્ષણુ કરનારા છો તો એક આ નીરાધારની સાહે નહી કરે ત્યારે તો મને આધાર કોનો ? ખરો આશ્રય આપનાર તો અત્યારે

પરાધીન ત્યારે તારા શિવાય મારી સહાયતા કરનાર કોઇ નથી આ દુઃખી અબળાની દાદ દીલમાં ધરી પાપીનું પ્રાબલ્ય નષ્ટ કરી સત્યનો વિજય કરી મારા અંતરની આપદા અલગ કરી સુખરૂપી સુર્ય ઉદય કર.

લક્ષ્મી—રોતી પ્રવેશ કરે છે બા સાહેબ બહાર પધારો.

સોન—કેમ બેન રડે છે શા માટે.

લક્ષ્મી—શું કહું બા આપણા પર વિપત્તી વાદળે પુરો ઘેરો ઘાલ્યો છે હવે બચવાનો ઉપાય નથી.

સોન—બેન છે શું જલદી કહે.

લક્ષ્મી—બા કહેતાં જીભ ઉપડતી નથી.

સોન—લક્ષમી કહ્યા વીના છુટકો નથી માટે કહે.

લક્ષ્મી—બાઇ સાહેબ કુમારશ્રી હલામણને તેના દુષ્ટ પિતાએ દેશપાર કર્યા.

સોન—હર હર શંભુ મૂર્છા ખાઇ પડે છે

લક્ષ્મી—બા સાવધ થાઓ ધીરજ ધરો હીંમત હરવાથી કામ સફળ થશે નહી વીપત્તીમાં ધીરજ રાખવી ઘટે છે.

સોન—સાવધ થઇને બેન શું ધીરજ ધરૂં મારા હૃદયાનો હાર તો ચાલ્યો ગયો મને શાંત પમાડનાર સ્વામી ચાલતો થયો। મારી વીપત્તીને વન્હીને બાળનાર વહાલા વીદેશવાસી ખરેજ મારા સુખનો સુર્ય અસ્ત પામ્યો શું કરૂં કયાં જાઉં ધિરજ કેમ ધરૂં ખમ કેમ વીચરૂં.

## સોરઠો.

ઉતારો અંગાર મને જાતાં લાગે જેઠવો,
મારી ઉરમાં માર, ક્યાં હાલ્યો ગયો હલામણો.

**સોન**—બેન મારા પ્રાણપતિએ બીજું કાંઇ કહેવરાવ્યું છે.

**લક્ષ્મી**— બા આ એક પત્ર આપ્યો છે ( આપે છે સોન વાંચે છે ) બાઇ સાહેબ જરા મને સંભળાવો તો ખરા.

**સોન**—સાંભળ દાસી.

( રાગ વણજારાનો. )

આ પત્ર વાંચીને પ્યારી, મન દ્રઢ કરજે વ્રતી ધારી–ટેક
આ વખત આપણે માથે, નાખ્યું દુઃખ ત્રીભુવનનાથે
તે ભોગવવું ભય ટાળી. મન દ્રઢ.
હું છું સૌથી દુર્ભાગી, જાઉં તારણી તુંજ ત્યાગી,
શું દઉં શીખામણ તુંજને છે પુરણ ભરોંસો મુજને;
રહેજે તુજ ધર્મ સાંભળી. મન દ્રઢ.
જો મીલાવશે જગસ્વામી, તો ફરી મળશું દુઃખ વામી
આ ઘડી તો જાઉં દુઃખ હારી મન દ્રઢ.

**લક્ષ્મી**—( સામે જોઇ બા અંદર પધાર્યો, પેલા દુષ્ટ ગોર મહારાજ શીયાજીને લઇને આવે છે.

**સોન**—બહુ સારૂ બેન તું, જવાબ આપી દેજે.

**લક્ષ્મી**—કંઇ ફીકર નહી જાઓ અંદર( સોન અંદર જાય છે ) ( શીયાજી તથા ગોર પ્રવેશ કરે છે )

**સીયાજી**—કેમ દાસી ઉતારા વગેરેની સોઇ તો સારી છે ને ?

**લક્ષ્મી**—હા મહારાજ બહુજ સારી છે.

સીયાજી—પણ તમોએ વગર વીચારે તે તપાસ કર્યા વીના આ ગોર મહારાજને નાહક બોલાવી ફીટકાર આપ્યો તે ઘટીત ના ગણાય હલામણ તો છોકરૂં છે તેનાથી દુહો પુરો થાય કે વળી તેને તો મેં દેશ નીકાલ કરેલ છે માટે તારી બાઇને કહે કે તમારા મધુર સ્વરથી બે ઘડી વાતચીત કરી મને આનંદ આપે.

લક્ષમી—મહારાજા આપતો મારી બાઇને ધર્મના પીતા થાઓ તેના પ્રત્યે કટુ વચન કહેતાં રૌ રૌ નર્કના અધીકારી થશો, સ્વર્ગના સુખથી વીમુખ બનશો માટે આપની પુત્રીની સંભાળ રાખવી તે આપની ફરજ છે.

સીયાજી—બસ કર નાદાન લોંડી ! તું મને શીખામણ દેવાને યોગ્ય છે તમારો બળાત્કાર કામનો નથી પરંતુ મારી મુરાદ પાર પાડવાને હું સત્તાવાન છું. સીંહની પાસેથી શીયાળ છટકી ક્યાં જનાર છે માટે વિચાર કરવાનુ તારી બાઇને કહે નહીં તો વિપત્તિઓનાં પાહાડમાં અથડાઇ મરી જશો.

લક્ષમી—તમો દુઃખ દેવાને કે સુખ દેવાને સત્તાવાન નથી તેનો કારભાર તો જગતનીયંતાએ પોતાનાજ હાથમાં રાખ્યો છે જો તમારા જેવા મહાન પાપીઓના હસ્તક તે કારભાર હોય તો નહી કરવાના કૃત્યો કરત, પરંતુ વિચારો વિચારો મહારાજા પરસ્ત્રીમાં રાવણનું સત્યાનાશ ગયું કૌરવનું બળ છેદન થયું, કયા કીચકની કેવી સ્થિતિ થઇ, ચંદ્ર શ્રાપના ભોક્તા થયા એવા હજારો દાખલા સાંભળ્યા છતાં આવા કૃત્ય કરવા કેમ ઉત્કંઠા ધારો છો ? માટે વિચાર કરી પાછા પધારો સતીની છેડ કરતાં સત્યાનાશ જશે સીંહની મુછનો વાળ, મણીધરની મણી, લેતાં પરિણામ આવતું સારૂં નથી, તેમજ સતીની છેડ

કરતાં પણ તે ફળ પામશો, વીષ રૂપી પ્યાલામાંથી અમૃત જેવા અલભ્ય ફળની નીર્થક આશા રાખશો નહીં.

સોમદેવ—હવે તારી લવરી છોડી દેને તો હેરાન થઇ જશે. હલામણની સહાય ધરતા હો તો તેને તો દેશપાર કર્યો છે, માટે સમજી વિચાર કરીને મહારાજાની પટરાણી બની જાઓ.

સીયોજી—શીવ ધનુષ્ય કઠણ કઠોરરે માઇ—એ રાગ.

બસ બસ બોલતી બંધ રહે તું
મુરખ બાયડી બોધ કરે શું—ટેક.

વગર વિચારે વદે મુખ વાણી.
રાજની રીતીથી લાગે અજાણી; બસ૦

તું મનની હીન મુરખ તુજ બાઇ,
કેમ કરે વિચારે નહિ મનમાઇ બસ૦

કાળનો પંજો પડયો તુજ માથે
નહિ સમજો તો રહો દુઃખી હાથે. બસ૦

નહીં વદજે ફરી વગર વિચારે
મારવી પડશે ગુલામડી મારે બસ૦

સોમદેવ—મહારાજાનો ગુસ્સો હાથ રહે તેમ નથી માટે સમજી સ્વર્ગનું સુખ માણો ને લક્ષ્મી ચાંદલો કરવા આવે છે તો મુખ ધોવા શા માટે જાઓ છો.

લક્ષ્મી—નીચ નીમકહરામ લુચ્ચા તારા પ્રપંચની જાળમાં અમોને ફસાવી અહીં લાવ્યો. પરંતુ યાદ રાખજે કે તારા કાળા

કૃત્યનાં ફળ તને મળશેજ નીચ તારી મા બેનોને પટરાણી બનાવી તારી પાપી હોજરી ભર.

સોમદેવ—નીચ, નાદાન; બાયડી તું મારૂં અપમાન કરે છે તેથી ન જાણતી કે હું અત્યારે મહારાજાનો માનીતો છું યાદ રાખજે કે તારી બાઇને જો સીયાજીની પટરાણી બનાવું તોજ મારૂં નામ સોમદેવ.

ચાલો મહારાજા આ વખતે પછી જોઇ લેઇશું કેમ નથી માનતી તારી બાઇને કહેજે કે સુખ સંપતી ભોગવવી હોય તો જલ્દી સમજી જાય નહી તો અમારા સપાટામાં સપડાએલ કદી બચવાનાં નથી સમજ્યાંને.

લક્ષ્મી—જા નીચ તારાથી બને તે કરજે અમારા જીવનો પત્સુક હો તો તે લેજે પરંતુ ઝાંઝવાના જળ માફક સસલાના શીંગ માફક ખોટી આશા ધારીશ નહી.

સીયાજી—ઠીક છે જોઉં છું. ઝાંઝવાનું જળ પીવાય છે કે નહીં ચાલો મહારાજ ! ચાલો ( જાય છે )

સોન—બહાર આવી સાબાશ લક્ષ્મી તુને સતકોટી સાબાશ. છે તારા જેવી સુજ્ઞ દાસીઓ મારા પાસે ન હોત તો મારી દુર્દશા થવાને જરી વીલંબ રહે શાને સહાયતા કરનાર કોણ ? બેન ! તારો ઉપકાર મારી જીંદગી પર્યન્ત ભુલી શકાય તેમ નથી વિશેષ શું કહું પણ બેન હવે શું ઉપાય કરવો.

લક્ષ્મી—બા મને આવી ખોટી ઉપમા આપી શરમાઓ છો હું જે કંઇ કરૂં તે આપના પુન્ય પ્રતાપથી વળી મારો જે ધર્મ છે તેનાથી વિશેષ કંઇ કરતી નથી બા ધીરજ ધરો પાપીનો પ્રયત્ન પરમાત્મા પળમાં ખેંચી લઇ પતીની સહાયતા કરશેજ.

સોન—બેન કદાચ તેઓ આપણા પર બળાત્કાર કરશે તો પછી આપણો ઉપાય.

લક્ષ્મી—બા એ દુષ્ટોનો શો ભાર છે જ્યાંસુધી આ શરીરમાં પ્રાણ છે યાતો નસોમાં લોહીનું હરવું ફરવું છે ને જ્યાંસુધી દ્રષ્ટિથી ચાલતાં મનુશ્યોને જોઇ શકું છું ત્યાં સુધી દેવ કે દાનવનો પણ ભાર નથી કે આપનું શીયળ ખંડીત કરે.

સોન—શાબાશ બેન વીપત્તીરૂપી વન્હીમ તારાં ધીરજ રૂપી વચનો વારી રૂપ બને છે બેન હવે પુજનનો વખત થયો છે માટે ચાલો.

લક્ષ્મી—બા પધારો તમામ વસ્તુ તૈયાર છે જાય છે.



# અંક ૩ જો.

---

## પ્રવેશ ૧ લો.

### સ્થળ જંગલ

હલામણુ--( પડ્યું છું વિખુટો પ્રિયા એ રાગ )

મુજ જન્મભુમિનો વિયોગી હું થયો હવે,
સખી મનુષ્ય વર્ગમાંથી હું ગયો હવે--ટેક
તજી પવિત્ર વર્ગ મેં તજ્યા.
તજવું તમામ રાજ્ય હું રહયો હવે, મુજ.
ક્યાં રહયો સ્વદેશ મારો પ્યારા પ્રાણથી;
જરૂર જરૂર તેથી વ્યાપીગો હવે. મુજ.

અરેરે હવે નીરર્થક આશા શા માટે રાખવી ચાલ અત્યાર સુધી મનામણાની રાહ જોઇ પરંતુ વીના અપરાધે જેણે દેશ નિકાલ કર્યો તે ફરી બોલાવેજ ક્યાંથી ?

સોરઠો

બેઠે બગાધાર મન જાણ્યુ મનામણુ આવશે
દેશનેજ ધરાર સાચો દીયો સીયે જેઠવે

ચાલ જીવ હવે રસ્તો પકડ સંજ થવા આવી છે તો સામેના બગીચામાં રાત્રી નિર્ગમન કરી સવારના રવાના થઇશ બગીચામાં જઇ સુવે છે.

અહાહા સ્વયંભુ ! શું તમારી ગહન ગતી, ધુમલી રાજકુમારની આ રંક સ્થિતિ ! ઠીક સ્વયંભુ જેવી તારી ઇચ્છા.

સોરઠો

ધુમલી રાજકુમાર, રવડતો જંગલ વિશે;
ઇશ્વર તુજ આધાર, અવર આજ મળે નહીં. ૧
નોકર હતા હજાર, ખમાં ખમાં સહુ બોલતાં;
તે ધણી આજ બેજાર, થઇ સુતો આધાર વીણ. ૨
પલંગનો પોઢનાર, તે ભોંયે પથારી ભાળીને;
રૂદન કરે અપાર, નશીબ તુજ બલીહાર છે. ૩
કર્મે લખ્યું કીરતાર, છઠીના ચુકેજ નહી,
હુન્નર કરો હજાર આખરના આડાં ફરે. ૪
માતા પીતાને ભ્રાત, સ્વાર્થના સહુ સોબતી;
એક ત્રીભોવન તાત, સાચા સંબંધી સર્વના. ૫

ચાલ હવે બે ઘડી નીદ્રા લઉં [ સુઇ જાય છે. ] ( પાછો જાગીને ) અરે નીદ્રા શા સુખની આવે માટે ચાલ રસ્તે પડું કોનો ભય છે ભય માત્ર તો શરીરમાં ભર્યો છે તો હવે શાની બીક છે નાહક આ ભુમીમાં રહી વીશેષ દુખ થશે માટે ચાલ.

અરે પણ ચાલતાં ચર્ણ ઉપડતા નથી સોન ? તારા વીયોગે આ શરીર શક્તિહીન બની ગયું છે નિર્થક કલેવર મારા પાસે છે પરંતુ મારો આત્મા તો તારા પ્રેમપાસમાં સજડ જડાઇ ગયો છે તેને શાંત કરનાર તારા પ્રેમરૂપી વચનો તેમજ કોમળ શરીરના સ્પર્શ વીના શાંતી મળેજ ક્યાંથી અહાહા એવો અમુલ્ય વખત ક્યારે મળશે. દીનબંધુ દયાનીધી આપ જગતની ચીંતા ખલકનું પ્રતીપાલન કરનાર તે એક દુખી મનુષ્યની સહાયતા નહી કરો.

હું તો પામર છું અજ્ઞાન છું આપના નામથી સદા વિમુખ રહયો હોઇશ પરંતુ પુત્રની સંભાળ રાખવી તે પીતાશ્રીની ફરજ છે, પછી પુત્ર સુપાત્ર હોકે કુપાત્ર હો તોપણ રહેમ દ્રષ્ટીથીજ આપને જોવુ ઘટીત છે આપે અનેક ભકતોની સહાયતા કરી છે પ્રહલાદજીને પળમાં પાપીના હાથથી બચાયો છે તેમજ દ્રૌપદીની દુરદશા કરી સભામાં ચીરપુરી સંતોષ પમાડનાર તમેજ. સુદામાની સહાયતા કરી સુખ રૂપી સુર્ય ઉદય કરનાર તે પણ તમેજ. આવા અનેકનો ઉદ્ધાર કરી ભવસાગરથી તાર્યા છે તો હું રંકની રહેમ હૃદયમાં જલ્દી સહાયતા કરો મને રાજકુમાર સુખ સંપતી વૈભવ વીગેરેની બીલકુલ આશા નથી પરંતુ મહારા પ્રાણથી વીશેષ વહાલી પ્રેમદાને મીલાવો એજ માગણી છે ઠીક સ્વયંભુ જેમ તમે ગમે તેમ કરો ચાલ ગમન કરૂં [ચાલતો થાય છે]

## પ્રવેશ ૨ જો.

### સ્થળઃ નદી કીનારે.

હલામણ–ખારવા વીગેરે,

**હલામણ**–અરે ચાલતાં ચાલતાં પ્રાતઃકાળ થઇ ગયો, ધુમલીની હદ પણ છોડી દીધી ચાલ હવે આ સરીતામા દંતધાવન કરી સ્નાન સંધ્યાથી પરવારી રવાના થાઉં ( નદી કીનારે જાય છે ત્યાં વાંસ તણાતો આવે છે તેને લઇને ) અરેરે મારા વહાલા વાંસ મારા દેસપારથી તારી આ દશા થઇ હું ત્યાં હયાત હોત તો તને કાપવાને કોણ શકિતવાન હતું પણ કહે વહાલા મારી પ્રાણ પ્રીયાના કંઇ સમાચાર છે.

## સોરઠો.

હલામણુ હુતે, કાતળીએ કપાતીજ નહીં,
જેઠવો જાતે આજ; વન વન વીખાણો વાંસડો. ૧
ભરડાની ભરી બાથ લઇ આંગણું રોપાવું,
દેશાયે દીઠે જરી વીધન; હઇ જઇ વાંસના. ૨
વાલા વીગોગી વાંસ, અહીં શીયે અવગુણે આવીયો;
ભણુને મારી ભોમના; મને સંદેશો કંઇ સોનનો. ૩
સોન સુભાગી નાર; સમાચાર દે સીદ્ધિના;
માનીશ હું ઊપકાર; વહાલા વિગોગા વાંસડા. ૪
વીયોગી મુજ નાર; દુઃખ સહન થશે નહી,
કરણહાર કીરતાર, મનુષ્ય યત્ન ચાલેજ નહી. ૫

મને અતી આનંદ થાય છે; કહે ભાઇ મારી સોનના ખબર છે કે તેણેજ તુને મારી શોધ કરવા મોકલેલ છે. જે હોય તે જલ્દી કહો, મારૂં અધીરૂં મન સાંભળવાને બહુ ઉત્સુક છે; ( વસીને કને લગાવી ) (સ્વગત) હે જેઠવા ! કુળ દીપક મણી ! તારા જવાથી અમારી રક્ષા કરનાર કોઇ ના રહ્યું જેથી કબાડી લોકોએ મને કાપી જલમાં ફેંકી દીધો ને પાનીના લોઢથી અહીં આવ્યો જેથી મને સોનનું ભાન રહ્યું નથી.

## સોરઠો.

કરપ્યો લઇ કબાડીએ, પછી ફીંક્યો જળ માંય;
લોઢે લોવાણો આજ, શુદ્ધ ન રહીજ સોનની.

**હલામણ**—ભાઇ ! તારો દોષ નથી વિપત્તિમાં શાંતિ મળેજ કયાંથી જ્યાં ક્રૂર તકદીરની હદ વળી ગઇ ત્યાં પછી સીદ્ધિ સમાચાર કયાંથી ? ખેર કંઇ નહી જેવા સંચિત ( અંદ

રથી ખારવા હોકર કરે છે ) ( સામે જોઇ ) અરે સામેથી મચ્છીમારો હોડી હંકારી ચાલ્યા આવે છે; માટે ઘડી ઉભો રહું.

ખારવા—
હેલીયા માલેક, સલામત હેલીયા માલેક,
સુરત બંદર આયા રામા હેલીયા માલેક,
વહાણ ચલાયા મુંબઇ બંદર હેલીયા માલેક,
સહીસલામત આયા રામા હેલીયા માલેક.
૧ લો—એ જાલ ડાલેરે જાલ.
૨ જો—બડી મચ્છી આઇરે બડી મચ્છી.

હલામણ—(સ્વગત) ચાલ આ લોક પાસે જાળ નંખાવી મારા તકદીર અજમાવું ( પાસે જાય છે ) એ ભાઇ મચ્છીમારો તમો મારા નીમીત્તની જાળ નાંખોનો આપનો ઉપકાર માનીશ.

જાલીડા—નાંખને જાળ મીટા મેરામણ મધ્યે.
કરમ છે કપાળ તકે ખોતેરસેં બરડે રહ્યાં.

(ખારવા જાળ નાખે છે તેમાં મોતી નીકળે છે એટલે છુપાવી દીયે છે ને ખાલી જાળ હલામણને બતાવે છે )

હલામણ—કંઇ ફીકર નહીં મારા તકદીરની જાળમાં સાચા મોતી નીકળ્યા છે પણ તે લોકોએ છુપાવ્યા છે ભાઇ તમારા નીમીત્તની જાળ નાંખી જોઉં.

જાલીડા નાખને જાળ તારા નીમીતની નોંધીને,
આવેલા શંખલાને શેવાળ, માંછલીયો ટોળે મળે.

( જાળ નાખે છે તેમાં શંખલા શેવાળ આવે છે.

હલામણ—વાહ તકદીર તું મારા ઉપર મહેરબાન છે ત્યાં

સુધી કશી ચિંતા નથી ચાલ હવે રસ્તે પડું ભાઇ! હાલારનો રસ્તો કયો.

ખારવો—ભાઇ તુંજો નામ કુરો.

હલામણ— સોરઠો.

બરડે મારૂં બેસણું ધુમલી મારૂંજ ગામ,
જાતના છીએ જેઠવા, હલામણ મારૂંજ નામ. (જાય છે)

---

# અંક ૩ જો.

## સ્થળ હાલારમાં ફુઈનો મહેલ.

ફુઈબા—દાસી આજે મને બીલકુલ ચેન પડતું નથી અપ-શુકન થાય છે તમામ સ્થળ દુઃખમય ભાસે છે શું થશે.

દાસી—બા શરીર છે તેમાં અનેક વાયુ ફર્યા કરે તે તેની ખોટી કલ્પના કરવી નહી.

દાસી—બા બા વધામણી છે.

ફુઈબા—શાની વધામણી દાસી.

દાસી સોરઠો.

કાળો ઘોડો કાઢવો, ભમર ભાલુ હાથ,
બાઇ આપણી બજારમાં મેં દીઠી જેઠવાની જાત.

ફુઈબા—અરે જા હલામણ તો હોયજ નહી અત્યારે મારા ભાઇ નીકળેજ શાના? તે તેના જેવો કોઇ બીજાને જોયો હશે?

દાસી—બા હું હલામણ કુંવરને ઓળખું છું મને જુઠી ના બનાવો.

સોરઠો.

આંગળીએ ચોગઠ વળે નહિ વેઢા કે વળ,
બાઇ આપણી બજારમાં દીઠો માધવો નળ.
કાળા કાપડ અંગ પહેરી બજાર પરવાર્યો,
અવર નહીં કો સંગે, હલામણ હાલ્યાં ગયાં.
દુઃખ ભરેથી કાર્ય, સુખ જરી દેખ્યું નહી,
વીપત્તિમાં ઘેરાઇ, જતાં દીઠાં મેં જેઠવા.
કરમાયેલ શરીર કાંતિ કંઇ દીઠી નહી.
દીઠા દુર લગીર તન સોસાયું મારૂં.

ફુઇબા—મેં તને હજારો પત્ર લખી તેડાવેલ છતાં આવતો નથી ને આમ અચાનક કયાંથી હોય પરંતુ તે ઉંટની એકદમ ચાલમાં તેનો ભાસ થયો હશે.

સોરઠો.

હલકે હાલ ઉંટની, પગપાની જેઠવો કરે,
બાની હશે બાળ હલામણ હશેજ નહી.

દાસી—બા, તમો મને મુરખા બનાવી દીયો છો રજા હોય તો બોલાવી લાવું પછી શું.

ફુઇબા—જા જલદી બોલાવી લાવ

દાસી—તેવી આજ્ઞા, ( જાય છે )

ફુઇબા—અરે પણ આમ અચાનક હલામણ કયાંથી હોય મને પહેલાથી ખબર કેમ ન આપી હશે જે થશે તે હમણાં જણાઇ આવશે (હલામણ પ્રવેશ કરે છે)

હલામણ—ફુઇબા આપને મનન કરૂં છું.

ફુઇબા—ઓવારણા લઇ કલ્યાણ બેટા ! અચાનક કયાંથી.

હલામણ—આ સેજ ફરવા નીકળી આવ.

ફુઇબા —નહી બેટા તારો વેશ ભયંકર છે તેમજ તારી મુખ મુદ્રા સુચવે છે કે તું મોટી વીપત્તામાં ઘેરાયેલો છે તો હોય તે જલ્દી કહે મારૂં મન મુઝાય છે.

હલામણ—શું કહું મારા કર્મની વાત મારૂં દુઃખ કહેતાં પથ્થર ફાટી જાય તો તમને કહી દુઃખ ઉત્પન્ન કરવાને ઇચ્છતો નથી માટે તે વાત જવા દીયો.

ફુઇબા—બેટા ! જલ્દી કહે શું દુઃખ છે ? ના કહે તો મારા સોગન છે.

હલામણ—આ આપનો અત્યાગ્રહ છે તો સાંભળો આલંભાના મહારાજા માનસીંહની કુંવરી સોન છે તેણે વર માટે અરધો દોહો બનાવ્યો તે લઇ બ્રાહ્મણ ત્યાં આવ્યો ને મેં પુરો કર્યો પીતાશ્રીની મતી ભ્રષ્ટ થઇ તેણે બ્રાહ્મણને લલચાવી તેનું નામ દાખલ કર્યું સોનને વીશ્વાસ નહી આવતાં તે પોતે ધુમલી આવી તેની દાસી તથા મારી દાસીને તકરાર થતાં વાત ફુટી ગઇ પીતાશ્રીએ મને બોલાવી ખોટી તહોમત નાખી દેશપાર કર્યો જેથી હું અહીં આવ્યો છું પરંતુ ફુઇબા આ કલેવર જીવરહીત થઇ ગયું છે મારો પ્રાણ સોન પાસે છે.

ફુઇબા—અરર આટલી બધી નીચતા નીચ ભાઇ તુને જરા પણ ઇશ્વરનો ડર આવ્યો નહી ઠીક છે હું તને જોઇ લઉં છું દાસી જલ્દી સેનાપતીને કહે મોટું લશ્કર લઇ ધુમલી જઇ પાપીનો પરાજય કરી પાછું આવે.

દાસી—જેવી આજ્ઞા જાય છે ]

કુઇબા—બેટા કાંઇ નહી તને સોન જેવી હજારો પરણાવીશ માટે નીશ્ચીત રહે આ રાજપાટ તારૂં છે.

હલામણ—બા આપનું કહેવું શીરોચરમ કરૂં છું તમે લાખો સ્ત્રીઓ પરણાવો પરંતુ સોન એતો સોનજ.

સોરઠા.

લાંબાં પહેરે ધધારા પેટે ડમરીયું
વારૂં સોનના ઉપરે લઇ સોલસે સુંદરીયું. ૧

કાઠીયાણી કેડ પાતળી હલકતી માથેજ હેલ,
બરાડા હુડી બજારમાં ઢળકતી જાણું ઢેલ. ૨

મારૂ નામ હે ગંગાજળ ઉભી કેશ સુકાય;
ચંદન કેયે રૂખડે નાગજ કોળા ખાય. ૩

જે કુળ જે અભ્યાસ હે તે કુળ તે અભ્યાસ,
સીંહ પડે સે લાઘણા તોય ન પરખે ઘાસ. ૪

માટે ફુઇબા સોન વીના આ સંસારની તમામ સ્ત્રીઓ મારે ભગતી સમાન છે તે નીશ્ચય.

કુઇબા—ભલે બેટા તારા તકદીરમાં જો તે હશે તો મળી રહેશે ચાલ ઓરડામાં જઇ પલંગપર સુઇજા એટલે જીવને શાંતી થાય

હલામણ—કુઇબા મને સુખની સજ્યાં સોન વીના હોયજ નહી

સોરઠો

સુખની સજ્યા હોય સુખેતો સુવાય નહી,
હલામણ હોય સોના વીયોયે સાથરે

ફુઇબા—બેટા ત્યારે બગીચા તરફ જા અને તારા જીવને આનંદ થશે માટે જાઓ.

હલામણ—બહુ સારૂં ફુઇબા ત્યારે બગીચામાં જાઉં છું

કુઇબા—ભલે પધારો. ( હલામણ જાય છે )

# પ્રવેશ ૪ થો.

## સ્થળ: સોનનો ઉતારો.

**પાત્ર:** સોન. દાસી, ગોર, શીયાજી વીગેરે.

**સોન**—દીનબન્ધુ! દીનાનાથ! શું તને એક નીરાધાર અબળાની દયા નથી આવતી? વહાલા! તમે અનેક ભક્તોના કષ્ટો કાપ્યા છે. તો મહારી વાર નહીં કરવાને તમો સમર્થ નથી? અને જો એમ હોય તો મીરાંબાઇના વીષના પ્યાલાનું અમૃત બનાવનાર કોણ? નરસીંહ મહેતાને માટે અનેક રૂપ ધારણ કરી કામ કરનાર કોણ? અમરીસના માટે સુદર્શન ચક્ર મુકી રૂષીને પગે લગાડનાર કોણ? પ્રહલાદજી માટે નરસીંહ રૂપ ધારણ કરનાર કોણ? દ્રૌપદીના ચીર ભરી સભામાં પુરનાર કોણ? સવરી જે ભીલડી તેનાં જુઠાં બોર ખાનાર કોણ? આવાં અનેક દાખલાઓ બતાવી હવે મારી સહાયતા નહી કરો કે? ઠીક જેવી તમારી મરજી.

**દાસી**—બા? આમ દીવસ રાત્રી શોકમાં ને શોકમાંજ શરીરને બાળી નાખશો તો અમોને કંઇ પણ સારૂં લાગતું નથી.

**સોન**—બેન! શું કરૂં, કોને કહું ચીતહરણ ચોર ચોરી કરી ચાલ્યો ગયો. પ્રાણ પરવશ કરી સટકી ગયો. મારી સહાયતાનો સાગર સુકાઇ ગયા. ત્યારે જળ વીના મીનનું બચતું કેમ થશે.

**દાસી**—બા! ધીરજ ધરો જગકર્તા સહાય કરશે. ( સામો જોઇ ) બા જલ્દી અંદર પધારો, પેલો દુષ્ટ આવે છે. (સોન અંદર જાય છે. )

**સીયાજી**—( પ્રવેશ કરી ) કેમ દાસી તારી બાઇ કાંઇ સમજયા કે?

દાસી—મહારાજા અમોને નાહક શીદ સતાવો છો. જ્યાં સુધી અમારામાં પ્રાણ છે ત્યાં સુધી તમો તો શું પરંતું દેવ પણ શીયળ ભંગ કરવાને સત્તાવાન થઈ શકશે નહીં માટે પધારો.

સીયોજી—નીચ બાનડી તું હરવખત મારી સામું બોલી અપમાન કરે છે. તારી ઓખાત શી ! તું નીચ જોડાની ઉચકનાર મારી સામે બોલવાને શકતી ધરાવે છે ચાલ દુર. ( આમ કરી ધકકો મારવા જાય છે. )

સોન—બસ કર વીષયાંધ કુકર્મી રાજા બસ કર, તું પણ પણ બાનડીથી નીચ છે નહી તો દાસી ઉપર હાથ ઉપડેજ નહી. નીચ રાજા કે જેઠવા કુળ લજાવ્યું છે તારા પુર્વજોને અસતગતીએ પહોંચાડનાર નીચ રાજા તારી મુરાદ પાર નહીં પડે માટે અમોને અબળાને દુઃખ દેવામાં સાર નથી.

સીયોજી—શશીવદની સુલોચના મૃગનયની નીતંબની મુગ્ધા, તને છોડી કયાં જવાનું છે. તારા વીના આ સંસાર શુન્ય છે ખાવું પીવું મોજ મજા તારા વીના વીષ સમાન છે વહાલી શા માટે સતાવે છે પ્યારા કહી ગળે લગાવ. લાગેલી વીરહાગ્નીને શાંત કર, કદાચ મારા પ્રેમની પરીક્ષા કરતી હો તો બસ હવે હદ થઇ હવે જલદી ભેટો કે કોમળ અંગના સ્પર્શથી સદભાગી ગણાઉં તમારા પ્રતાપથી રાજ વૈભવ માનીશ મારી જીંદગી સફળ માનીશ હવે દુર ના રહો મારૂં તન મન ને ધન અર્પણ આપનેજ છે તમારા વીના અન્ય રાણીઓ મારે ભગની સમાન છે માટે દુઃખ સમુદ્રમાં ડુબેલાને તારો બચાવો.

સોન—અરે ઓ નીચ લંપટ વ્યભીચારી, તારી પુત્રી તુલ્ય પુત્ર પત્નીને પ્યારી કહેતાં તારી જીભ કેમ તુટથી નથી. તું રો રૌ

નર્કનો અધીકારી બનીશ તારૂં સત્યાનાશ જશે તારૂં રાજ પાયમાલ થશે રાજવૈભવ ધુળ મલી જશે નીચ.

**સીયાજી**—નીજ નાદાન બેગમ અત્યાર સુધી તારૂં અપમાન હું સહન કરૂં છું તેમ તને વીશેષ બોલવાની સત્તા વધતી જાય છે, ચાલ સ્વાધીન થાય છે કે નહી તો શમશેરથી ટુકડે ટુકડા કરી દઇશ. ચાલ શું જવાબ આપે છે. સત્વર બોલ.

**સોન**—જા. નીચ જા તારી વીના સમશેર વાપરી ખુશીથી શાંત થા. મારા પ્રાણુ કરતાં શીયળ વીશેષ પ્રિય છે. નક્કી નામ ધર્યું તે નાશ થવાનુંજ તેમાં તું મારનાર ને બચાવનાર કોણુ? નીચ તું અહીં ગમે તેવા કૃત્ય કરે પરંતુ પરમાત્માને ઘેર તારાં તમામ કૃત્યો જમા ઉધાર રહેશે ને તેના ફળ મળશેજ—તારાથી બને તે કૃત્ય કર પરંતુ શરી ક્ષત્રાણી ડરનાર નથી. પરમાત્મા હજુર તારો ન્યાય થશે ને ખાતામાં ખોટ જોશે ત્યારે તને યમને હવાલે કરશે ને તે તુંને કુંભીપાકમાં નાંખશે ત્યારે પૂરો પસ્તાવો થશે. માટે વીચાર ઓ વિષિયાંધ રાજા અબળા જે અગ્નીનો કુંડ છે તે જગકર્તાએ ઉપરનો સારો રંગ બનાવ્યો છે તે મીથ્યા મોહમાં લુબ્ધ શા માટે બને છે માટે વીચાર કરી પાછા પધારો, તો ફજેતીના ફાળકે નહીં ચડે. નહી તો દુનીયાના ધીટકારના અધીકારી બનશો. માટે પાછા પધારો.

**શીયાજી**—બસ કર! બસ કર! હું તારૂં ભાપણુ સાંભળવા આવ્યો નથી તુંને પટરાણી બનાવવા આવ્યો છું તેમાં પંડીત બની સમજાવવા શું આવી હું તો તમામ સમજીનેજ બેઠો છું ભલે નર્કનો અધીકારી બનું પરંતુ હાલ તો સ્વર્ગનું સુખ દે સુવા પછી થાય તો ખરૂ પછી કોને ખબર છે જરા સમજ તો ખરી કે માહારા જેવો શુરવીર પરાક્રમી રાજા બીજો તને કયો વરનાર છે.

**સોન**—મુરખ વળી મહત્તાની વાત કરે છે તારૂં આટલુ અપમાન કરવા છતાં તને જરા શરમ નથી. બે શરમ ચાલ્યો જા કાળી નાગણની છેડ કરતાં પ્રાણ ખોઇશ.

**સીયાજી**—નથી માનતી કેમ લે તેનાં ફળ (ચોટલો ઝાલવા જાય છે સીયાની દાસી દોડતી આવે છે.)

**દાસી**–બાપુ બાપુ જુલમ થયો કોઇ દુશ્મનો ચડી આવ્યા છે ને શહેરમાં પ્રવેશ કરી દાઢીના ઘણાં માણસોને કાપી નાંખ્યા પ્રધાન સેનાપતી વગેરે નાસી ગયા છે માટે જલ્દી આવી દુશ્મનને હરાવા.

**સીયોજી**—અરે વળી વચમાં આ વીપત્તિ ક્યાંથી આવી ઠીક છે નીચ અબળા આ વખતે તો દુશ્મનોએ આવી ઘેરો ઘાલ્યો છે જેથી જાઉં છું પરંતુ ફરી આવી તારી ખબર લઇશ.

**શીયોજી**— ઉર ઉપજે છે.

ઉર પામે છે પરીતાપ વચન તુજ સાંભળીરે;
મારૂં એ થાએ છે મનમાં સ્ત્રીહત્યાથી ત્રાસુ તેમાં;
હારીશ અંતે જીવ હઠીલી તું ખરીરે. ઉર૦
સદગુણ તારો મુકાણો ઉર બાંધ્યો પ્રતીનો પાણો
વરતે નહી વામ વખતે અનુસરીને. ઉર૦
હાલ હલામણ છે ક્યાં આંહી કેનુ રહી તે તુ પણ ગ્રહી
વણ મોતે મરવાને પૂંઠે શું પડીરે
આ ટાણે જેઉં તજી તુજને ઘેર્યો છે શત્રુએ મુજ
પણ ફળ હું આપીશ તુજને આવી ફરીરે. ઉર૦

**સોન**—જા નીચ પરમાત્મા તુને ત્યાંજ રાખશે તારો પરાજય થશે એ મારો આર્શીવાદ છે [ સીયાજી જાય છે ] દાસી જગ-

કર્તાએ આપણી સહાયતા કરવાજ દુશ્મનને મોકલ્યા તો હવે આપણે સટકી જાવાનો વખત છે આપણને કોઇ અટકાયત કરે તેમ નથી માટે સત્વર ચાલો.

દાસી—ચાલો બા ચાલો તમામ તૈયારજ છે (સટકી જાય છે)

---

# પ્રવેશ ૫ મો.

પાત્ર હલામણ—પડે ન મુજને ચેન.

પડે ન મુજને ચેન પ્યારી પડે ન મુજને ચેન
પરાધીન હું પલ પલ તલસુ પ્રિયા દીના વીન રેન.
સુખ ઉપચાર વીમુખ આ ટાણે બને મુને દુખ દેન પ્યા૦
દશે દિશામાં દુખ દુખ જોઉ જ્યાં ભરી નેન,
હું દુર્ભાગી દુખનો પ્રાણી અધીક સતાવે ચેન

સોન ? સોન ? તારા વીના એક ક્ષણે પણ શાન્તી નથી સંકળ સંસાર શુન્યવત લાગે છે અહાહા ! મારા જેવી હીણભાગ્ય કોણ શું મારૂં પરાક્રમ શું શુરવીરતા કે એક નીરાધાર અબળાની પણ મારાથી સહાયતા બની શકી નહી ત્યારે તે બીચારીને મારો પીતાશ્રી કોણ જાણે કેવા સંકટો આપશે ત્યારે તે બીચારાંનુ તેના પાસે શું જોર ચાલશે પણ તે શુદ્ધ ક્ષત્રાણી છે સતીઓમાં શ્રેષ્ટ છે પતીવ્રતાઓમાં પહેલવાન છે જેથી મારાં અંતકરણમાં પરમ વિશ્વાસ છે પરંતુ તેવી શુદ્ધ અબળાઓની સહાયતા ન કરનારને સટકોટી ધીકકાર છે સ્વયંભુ સાહે કર દુખીની દાદ દીલધર હવે તો દુખથી કંટાળી ગયો છું આ વીયોગ દુખ કરતાં મરવું શું ખોટું છે પ્રીયા ? તારા વીયોગે

આત્મઘાત કરી પ્રાણ ત્યાગ કરવાની પણ ઉત્કંઠા થાય છે. પરંતુ પરમાત્માનો ગુન્હેગાર થવાના ભયથી નર્કનો અધીકારી બનવાના ભયથી તે કૃત્ય કરી શકતો નથી. વાહ તકદીર વાહ. શું મારા નીમીતમાં આવુજ દુખ માંડયું હશે પરંતુ તે ક્યાં ક્યાં સુધી ભોગવવુ પડશે તે નીશ્ચય નથી. ઠીક જેવી પરમાત્માની મરજી ચાલ બે ઘડી પેલા વૃક્ષ નીચે સુઇ જઉં. કે શરીરને શાંતી મળે [ સુઇ જાય છે ]

( પાસેના ઝાડમાંથી સર્પ નીકળી ડંસ કરી ચાલ્યો જાય છે હલામણ જાગી ઉઠે છે સર્પને નજરે જોઇ )

હલામણ—હર હર શંભો અરે એો દુષ્ટ સર્પ તે મને અચાનક ડંસ કર્યો મારી પ્રીયાનો સદા વીયોગી બનાવ્યો અરે ઓ વહાલી સોન ! સોન ! હવે મારા છેલ્લા પ્રણામ છે ! વહાલી પ્રેમનું પાની પીવાનો તેમજ પાવાનો વખત ઇશ્વરે ના દીધો અરેરે શુદ્ધ ક્ષત્રાણી સોન તારા વીયોગી પતી હવે સ્વર્ગની તૈયારી કરે છે મારા હજારો દોષ માફ કરજે વહાલી તારા મુખ દર્શનનો લાલચુ હવે તું દુખી ન થા તારા દુખની હદ વળી ગઇ છે તારા અને મારા સુખનો સુર્ય અસ્ત પામ્યો છે. અરેરે ? લાડીલી લલના એક વખત જો મને મળી હોત તો મારી સદ્‌ગતી હતી પરંતુ હું અસતગતીથી મરૂં છું વહાલી ! હવે તું કલપાંત ના કરજે શ્રી હરી ઉપર શ્રદ્ધા રાખરી સુખ દુખના દીવસો વ્યતીત કરજે ? દીનના દુભાવને હવે તો મારી પેઠે જ્યારે તારી જીંદગી આ ફાની દુનીયામાંથી થઇ રહેશે ત્યારે તું મને સ્વર્ગમાં મળીશ અરે એો ક્રૂર સર્પ તુને જરા પણ મારી દયા ન આવી ખેર મારી તો દયા ન આવી તો ખેર પરંતુ નીરાધાર અબળાની દયા પણ ન આવી તારે જો

પ્રાણ લેવો હતો તો ભલે પણ એક વખત મારી મનોહરણી મુગ્ધાનો મીલાપ તો થવા દેવો હતો અરેરે મારી આશાનો અંબાર તેં બાળી ભસ્મ કરી દીધો અરે ! ઓ દયાળુ દેવ ! તુને અંત કોટી બ્રહ્માંડમાં મારા જેવો કોઇ પ્રાણી લેવા ના ગમ્યો. ભલે મારોજ ખપ હતો તો મારી પ્રીયાને એક વખત અહીં મોકલવી હતી હું તેના દરશન કરી મારા સદભાગ્ય માનત પરંતુ તે વખત ન રહેવા દીધો ? સોન ! સોન ! તું હવે આહાર વીનાની થઇ રહી છે તારા સુખ દુખની વાતો શ્રવણ કરનારતો ચાલ્યો જાય છે તારો હીણભાગી પતી તારા દુખમાં કીંચીત ભાગ લઇ શક્યો નથી તુને વીપત્તીમાં ધીરજ આપી સહાયતા કરી નથી તારા અધરામૃતનું અમૃતમય પાન કર્યું નથી તારા કોમળ હસ્ત આ શરીરને અડકાવી કૃતાર્થ કર્યો નથી ત્યાં આવો વખત આવી મળ્યો તો ખેર પ્રીયા ! તુ ધીરજ ધરજે તારા પતીવ્રતનું રક્ષણ કરજે, તારા દુર્ભાગ્ય પતીને કોઇ દીવસ યાદ કરી દુખી થઇશ નહિ તેમજ મુજને શીર આશીરવાદ આપજે કે મારી સદગતી થાય વળી ઓ દીનાનાથ ? મારી છેલ્લી એટલી અરજ છે કે મહારા પ્રાણથી વીશેષ વહાલી પ્રેમદાની રક્ષા કરજે ને પુનમથી મને જ્યાં જન્મ આપે ત્યાં તેજ પ્રીયાનો સંબંધ કરાવજે એજ માગુ છું.

નહી બચ્યું જરૂર હું હવે હરી હરી;
ડસ્યો આ દુષ્ટ સર્પ મુજને હરી હરી—ટેક.
પ્રીયા તણા વીયોગમાં હું જાઉં છું મરી—નહી.
મુરાદ પ્યાર ના મળ્યો મને હરી
અપાર દુખમાં પડી છે પ્યારી માહરી
વીશેષ દુખથી થશે હવે હરી હરી—નહી
દુખી થયો હું દુષ્ટ પ્યારીને દુખી કરી
થઇ ભ્રષ્ટ સ્વર્ગ મુત્યુથી મરૂ હરી હરી

સોરઠો.

વળજે સોને સુજાણુ હું સુતો છેલ્લે સાથરે,
પામી નહિ તું પ્રાણ અધ ઘડીએ આરામની.

સો... ...ન... ...સો... ...ન આટલા શબ્દો બોલતાં પ્રાણ આલ્યો જાય છે ( પડદો ઉપડે છે )

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ--રણસંગ્રામ.

પાત્ર–શીયાજી પ્રધાન સેનાપતી લશ્કર વીગેરે.

**સીયાજી**—પ્રધાનજી મને સમાચાર મળ્યા હતા કે તમો તો દુશ્મનથી ડરી ચાલ્યા ગયા છો.

પ્રધાન–અન્નદાતા એ શું બોલો છો આપનું લુણ ખાઇને આપ નહી હોવાથી સેનાપતીને લશ્કર રાજ કરવાને હુકમ કરી તઇઆર હતાં તેટલાં માણસોને લઇને હું અહી આવ્યો.

( સેનાપતી આવે છે )

**સેનાપતી**–મહારાજા તમારૂં લશ્કર તઇઆર છે

**સીયાજી**--શાબાસ સેનાપતી સાબાશ છે ( એટલામાં ) દુશ્મનો હોકાર કરતા આવે છે.

**સીયાજી**—આવો પાપીઓ સામે થાઓ તૈઆર મારી શમશેરનો સ્વાદ તમોને ચખાડુ ( લડાઇ સરૂ થાય છે શીયાજી મરાય છે મરતાં મરતાં બોલે છે ] સોન ? સોન તારા પતી થવાનો વખત ના મળ્યો પણ મારા કૃત્યનાં ફળ મને મળી ચુકયા. અરે મેં વીધયાંધે તુને સતીને દુખ દેવામાં બાકી રાખી નહી હું રા રૈ નર્કનો અધીકારી થયો સ્વર્ગનું સુખ પરહર્યો હાય હાય ઈશ્વર તુ મારા તમામ દોષ માફ કર

પ્રીય પુત્ર હલામણ! તારી શુદ્ધ ભક્તિ છતાં તને દેશાપાર કરી દુઃખ દીધું હાય? હાય? (પ્રાણ ચાલ્યો જાય છે, લશ્કર પાછું ફરે છે)

---

# પ્રવેશ ૭ મો.

## સ્થળ જંગલ.

પાત્ર—હલામણ સોન દાસી વીગેરે.

સોન—અરેરે ઓ વહાલા પતી! હું ઘણા દીવસ જંગલમાં ભટકી છેવટ હાલ સુધી આવી પરંતુ આપનો પત્તો મળ્યો નહી આપ તો ખરે નીદયાળુ છો દીનદારાને દુઃખી કરવાવાળા છો નિર્બળ નારી છે નેહમાં ડુબાવી ચાલી જતાં જરા પણ અચકાયા નહી કે આ નાદાન દાસીની અરજ જરા પણ દીલમાં ન આવી? પતી! આપ વીના આ નીરાધાર અબળાને વિશ્રાંતિ કોણ છે હવે તો દુઃખથી છેક કંટાળી ગઇ છું, વહાલા વનીતાની વીનંતી ઉરમાં ધરી સત્વર મળો નહી તો હવે આ ફાની દુનીયાં વાઘ સમાન લાગે છે હવે મારાથી આપના વીયોગનું દુઃખ સહન થતું નથી, પતી મારા પુન્યશાળી પતી સતીની સત્યતા જોવા માટે કસોટી કરતા હશો. વહાલા હદ ભરાઇ ગઇ છે કસોટી બહુ ના હોય. હેમતે હેમ કથીર તે કથીરજ નીકળે આપતો જણાતા હશો કે સોન હજુ મહેલમાં મજા માણે છે પણ નાથ! મજા કોનાથી? આપ વીના મજા કરાવનાર કોણ? રંગમાં રમાડના રશીયો તો રીસાયો છે કામાગ્નીને શાન્ત કરનાર કંથ કયાંઇ સંતાયો છે શ્યામાને સુખ આપનાર

રૂખીલો છેતરી ચાલ્યા ગયા છે માનુનીના મન માનીતા મોહન મશ્કરી કરવામાં મચી રહ્યા છે દાસીને દર્શન દેનાર દીલદાર દુર જઇ બેઠા છે વનીતાનો વાલે વીદેશમાં વ્યતીત દીવસો કર બસ કરો વહાલા બસ કરો વહાલા બસ કરો જો દુર રહેવા ધરતા હો તો મને ખબર આપો અબળા ઉપર અભાવો થયો હોય તો અદૃશ્ય ખુશીથી રહો પ્રીયા ઉપર પ્રીતી ના હોય તો મળવાને વીલંબ કરો દારાને દુઃખી જોઇ દુઃખી થતા હોતો દુરજ રહેજો વનીતાની વીનંતી ધ્યાનમાં ન આવે તો ધન્ય છે પતી બસ છે પ્રીતીની શીમા ભરાઇ રહેશે આનંદની અવધી આવી રહી ગણાશે પ્રેમનો ચડેલો પહાડ પૃથ્વી પર પડી જશે આશાના અંબાર આળસી જગે આપની અણગમતી પ્રીયા પ્રાણને ત્યાગ કરશે શું આટલી દલીલ પણ ધ્યાનમાં નથી આવતી આવો પ્રાણધાર આવો વિશેષ ના સંતાવો શા માટે શ્યામાને સતાવો છો કદાચ મારા પ્રત્યે અભાવ હોય તો મારા મોઢે આવીને કહો પછી હું આપના નામની માળા જપી દીવસ વ્યતીત કરીશ ને આપને આશીશ આપીશ પણ તમો મને મુંઢ નારથી શા માટે મારો છો વહાલા વીચારો જે સ્ત્રી પતીથી દુર તેની શી ગતિ થાય છે આપતો ડાહ્યા છો સમજુ છો છતાં દુર શા માટે રાખો છો કાલી ઘેલી તો પણ આપની દાસી છું અર્ધાંગના છું ચર્ણની સેવા કરવાવાળી લોંડી છું તો તેના તરફ લક્ષ આપો ને સત્વર મળો ( મુર્છા આવે છે )

( દાસી પવનથી જાગૃત કરે છે )

દાસી—આ ! શુરી ક્ષત્રાણીઓનાં અંતઃકરણ આવાં નિર્બળ

હોતાં હશે કે ! જો સંકટ સમયે ધીરજ ના ધરે તો વીપતીયોના પહાડમાં અથડાતાં શી વાર ! માટે ધીરજ ધરો.

સોન–ધીરજ કેટલી ? કયાં સુધી

દાસી–બા જ્યાં શુધી ઇશ્વરે દુઃખ માંડયુ હશે તે ભોગવવું પડશે.

સોન—ઠીક બહેન જલ્દી પાણી લાવ મારો કંઠ સુકાય છે

દાસી—લ્યો બા સામેના બગીચામાંથી લાવું છું (જાય છે.) (બગીચામાં આવી) અરે અહી કોઇ માનવી જણાતું નથી પરંતુ આ કોઇ સુતુ છે (પાસે જઇ તપાસે છે)

અરેરે હાય હાય આતો હલામણ કુંવર પોતેજ છે બસ હવે દુઃખની હદ વળી ગઇ. ચાલ મારી બાને જઇ ખબર આપું (જાય છે)

સોન—(દાસીને રોતી આવતી જોઇ) કેમ બેન રડે છે પાણી ના મળ્યું ખેર ચિંતા કર નહી.

દાસી—બાઇ સાહેબ ? જુલમ થઇ ગયો.

સોન—શું જુલમ થયો જલ્દી કહે.

દાસી—બાઇ કહેતા જીભ ઉપડતી નથી.

સોન—બેન મારી ધીરજ રહેતી નથી જલ્દી કહે.

દાસી—બા જેના માટે આપણે ભટકીએ છીએ તે તો આ બગીચામાં મર્ણ પામ્યા છે.

**સોન**—હર હર શંભુ (મુર્છા ખાય છે દાસી સાવધ કરે છે)

**દાસી**—આપણાં તકદીર ફુટી ગયાં તેમાં કોનો ઉપાય.

**સોન**—ચાલ દાસી કયાં છે મને બતાવ.

**દાસી**—ચાલો બા ! (બન્ને જાય છે)

**સોન**—ક્યાં છે મારા પ્રાણેશ ?

**દાસી**—આ આ રહ્યા. ( બતાવે છે )

**સોન**—વહાલા પ્રાણ શું પ્રેમદાને પરહરી કે

અહો અવીનાશી દાસી આપની દુઃખી,
પતીથી મેળાવી ક્યારે કરશો સુખી
પામી છું અપાર કષ્ટ પુર્ણ આથડી,
આ દેખી નથી મેં આનંદની ઘડી,
જોયું નથી સંસારનું સુખ દ્રષ્ટિથી,
તમને તપાવ્યું છે વિયોગ કષ્ટથી
પપિણી હું પ્રેમદા અનાથ એકલી
માત ઘરો તાત વિણુ આપને વહી.

**સોરઠો.**

હલામણ હિલોળ આજ દુઃખના દરીયા છલ્યા,
આપણી પાંજરકી પોળ, વીશવશી વેણુંના ધણી,
સકતે નાખેલ ચોટ, હલામણને અચંબો હુવો,
કેરો હલકો કોટ, જાવા કારણુ જેઠવો.

સાચી પ્રીતીવાળા સ્વામીનાથ ? મેં તમોને દુખ દેવામાં બાકી રાખી નથી. સ્વદેશ ત્યાગ કરાવ્યો, જંગલમાં ભટકાવ્યા તે દુખો સહન કરાવનાર અભાગણી હું પોતેજ. બસ વહાલા મારા દુખની સીમા આવી રહી છે, દાસી જલ્દી કાષ્ટ લાવ મારા પ્રાણ પતીથી મને છેટું પડે છે, મારે તેના સાથેજ બળવું છે.

દાસી—હા ત્યારે હું બચીશ ખરી કે ?

( નાગકે બચે નાંગ હુંસે પ્યાર નહી રખના એ રાગ )
જીવીશ હું નહી જરૂર આપને તજી
નથી જરાય સ્વાર્થ હું આપને ભજી—ટેક.
જતા શરીર આપનુ શું હું જીવી કરૂ.
જીવે પવિત્ર પ્રીતીવાન જગતમાં હજી
બળી આપના બળ્યા પછી ચિંતામણી,
ગણી અસાર જગત શુદ્ધ સત્યને તજી

**સોન**—બહેન ધન્ય છે તારી ભક્તીને પરંતુ અમારી ખબર તારા વીના બીજુ કોણ રાખશે માટે બેન ધીરજ રાખજે ઇશ્વર પાસે મારી માગણી છે કે જયાં હું જન્મ લઉં છું ત્યાં તારા જેવા સ્નેહી સાંપડો લાવ જલ્દી કાષ્ટ લાવ.

**દાસી**—જેવી આજ્ઞા ( કાષ્ટ લાવે છે ) ચેહમાં હલામણને સુવરાવી સોન વિલાપ કરે છે,

**સોન**–

જુલમ આ શો જગપતિ કરીયો
રેલાવ્યો શું મુજ શીર દુખ દરીયો—ટેક.
દયા કેમ નાવી કેમ તને મારી; નીરાધાર દુખી નારી;
પતિ તણી પેર શું વિસરી, જુલમ આશો૦
મહાદુખ વેઠતી સુખ લેવા પ્રિતમને પ્યારનું સુખ દેવા;
હવે મુજ હાલ થશે કેવા જુલમ આ શો૦
નથી મુજ બેલી હવે કોઇ મરીશ મહા રાનમાં હું રોઇ
ઓયા પ્રાણનાથ દ્રગે જોઇ જુલમ આ શો૦

( લલિત છંદ )

અરર ! હાય ! ઓ ! પ્રાણના પતી દુખીણી તેં કરી મુજને અતી

હૃદયનું સહુ હેત હારીને પરહારી પ્રભુ કેમ પ્યારીને
મળી ન હું હજી આપને કદી નથી ? વિરોધનું વાકયને હું વદી
વિણ ગુન્હે ઉરે રીસ ધારીને પરહરી પ્રભુ કેમ પ્યારીને
અવગુણે ભરી છું હું સુંદરી મુજ ક્ષમા કરો વાંક ઓ હરી
( અબળાને અમિ માર મારીને પરહરી પ્રભુ કેમ પ્યારીને
પ્રિતમને મળી સુખ આણીશું ઉર વિષાદને દુર નાખશું
અરર એ સહુ આશા બાળીને પરહરી પ્રભુ કેમ પ્યારીને

સોરઠો.

હાલાની હદમાં સે' વહાલી વસ્તુ વીસારી
હઇડા કેરો હાર હું હારી બેઠાં હલામણો ૧
હલામણને હઇએ ખોડચ ખટકીયાં
કરવા સ્વર્ગે સાથ બળવું બરડાના ધણી ૨
અણઘટતું કરી આમ જાવું નહોતું જેઠવા.
નારીનુ ધરી નામ તજવી નહોતી તરૂણી. ૩
બબે મીંઢોળ બંધીયા હલામણનેજ હાથ,
વાળુ સોનલનો સાથ બળશે કેમ બરડાનો ધણી, ૪
ડુંગર ઉપર દા બળે ખન ખન ગરે અંગાર
જાકી હેડી જલ ગઇ તાકા બુરા હવાલ, ૫
હાલને હદમાંય આજ પીડી ભર્યો પોઢાડીઓ.
મીંઢોળ છુટયાં મશાણ હું હારી બેઠી હલામણો ૬
નીર ન બોલે કાષ્ટકું કેસી ઉનકી રીત,
આપનો સીંચ્યો જાનકે એહ એક બડુકી રીત ૭
જીસ્કો બોલે બંધ મર્મ નહી મનમાંય.
તાકા સંગ ન કીજીએ છોટ ચલે બનમાંય ૮

( એકદમ અગ્ની મુકી અંદર પડવા જાય છે ત્યાં યોગી આવી અટકાવે છે સોન તેને પગે લાગે છે.

**યોગી**—ક્યું બચ્ચા કાયકો અગ્નીમેં પડકે જી નીકાલતી હય ?

**સોન**—મહારાજ ! આ મારા પ્રાણપતી મર્ણને શરણ થયાથી મારે બચીને શું સુખ માણવું છે.

**યોગી**—બેટી ક્યા હુવા તેરે પતીકો.

**સોન**—મહારાજ ખબર નથી પરંતુ ઝેરી જનાવરના ડંશના જેવું માલમ પડે છે.

**યોગી**—[તપાસીને] દેખ બચ્ચા ઉસકો તીન દીન તો હુવા અબી ઝેર નીકાલ દેતા હું તુમ જરા પાની લાવ.

**સોન**—દાસી જલ્દી પાણી લાવ.

**દાસી**—આગ્ના બા લાવું છું [જાય છે પાણી લઈ આવે છે]

**યોગી**—[કાંઇ મંત્ર બોલી છાંટે છે. હલામણ ઉભો થાય છે.)

**હલામણ**—સોન સોન ! ક્યાં ગઇ સોન ?

**સોન**—આ રહી પ્રાણેશ ! ચર્ણની દાસી હાજર છે.

**હલામણ**—વહાલી તું અહિં ક્યાંથી.

**સોન**—પતી પાપીના હારથી છુટી જંગલમાં રખડતી અહીં આવી દાશીએ તમને જોયા હું આવી કલ્પાંત કરી બળવા તૈયાર થઈ હતી ત્યાં મહારાજે આવી મને બચાવી આપને સજીવન કર્યાં. આપણે મહારાજ જે પોતેજ સ્વયંભુ છે તેની સ્તુતિ કરીએ.

**હલામણ**—સાબાશ પ્રીયા ! તુંને સતકોટી શાબાશ છે. ચાલો

**સોન**—ચાલો પ્રાણેશ.

(નાથ કેસે ગજકો બંધ છોડાયો)

નમું ઉમયા હર આનંદકારી અભિવંદન લેજ્યો સ્વીકારી–ટેક

અમ તણી દીન વાણી દયાળુ લ્યો છો સદા ઉર ધારી,
અધમ ઉધારણ કારણ જગના, ત્રીગુણાત્મા ત્રીપુરારી નમુ.
ભકત વત્સલ ભવ ભય હર છો, એક અને અવિકારીરે,
આદિ અનાદિ અમર અજ ઇશ્વર નૌતમ લીલા ધારી. નમુ.
વિશ્વપતી મુજ વારે ચડીને આ ઘડી લીધો ઉગારી.

યોગી—બચ્ચા તુમારા કલ્યાણ હુવે અબ તુમેરે રાજમેં જાવ ઓર રાજ કરો અબ મેં જાતા હું;

હલામણ—જેવી આજ્ઞા આપ પધારો [ યોગી જાય છે ] પ્રીયા હવે ચાલો ફુઇબાની રજા લઇ સ્વદેશ જઇએ મારા પીતાશ્રી મરણ પામ્યા જેથી પ્રજા મારી રાહ જોતી હશે.

સોન—પધારો પ્રાણધાર ? (જાય છે પડદો પડે છે.

સર્વે પાત્રો સ્તુતિ કરે છે—

રાગ ઇંગ્રેજી વાજામા ગવાતી ઢબનો ( કલ્યાણ )

ભરત ભૂમીના માતને કરી પ્રણામ વારંવાર
કરી પ્રણામ વારંવાર હર્ષ ઉર ધારી અપાર—ટેક
નીતીનું વિચિત્ર સહુ સ્વદેશીઓને મિત્ર
ધારવા ઉરે પવિત્ર ભજવ્યો ખેલજ ધારી પ્યાર—ભરત૦
ટાલવા કુસુંપ કલેશ સંપ સ્થાપવા હમેશ
દેશ ઉન્નતિ વિશેપ પામવા ઉચ્ચાર
જોઇ ખેલ દેશી મિત્ર ચાહશો સ્વદેશ હીત
ઐકયતા ગ્રહો ખચીત છોડી વ્હેમ વિચાર—ભરત૦
આધ ઇનામીઓની ખાસ અરજ કરીને ધરી આશ૦
દેશ સહુ વિનાશ સુસેન ગ્રહણ કરશો યાર
ભુલચુકનો તમામ માફી માગીએ આ ઠામ
પ્રેમથી કરી પ્રણામ લઇ સઉ રજા આ વાર—ભરત૦

**સમાપ્ત.**

## તમારાં વહાલાં બચ્ચાંઓ માટે નીરાશ ન થાઓ.

—વૈદ ડાકટરો તેમજ હકીમોની ગરજ સારનાર—

# વરાધની ડબી રૂ. ૧.

# Capillary Bronchites.

## ગૃહસ્થો તથા ગરીબોને અલભ્ય લાભ આપનાર.

અનુભવસીદ્ધ આ વરાધની ડબીમાંથી બાળકોને દર ચાર છ દિવસે મગના દાણા જેટલી દવા ચમચી ધાવણ કે ચમચી પાણી સાથે ઓગાળી પાવાથી બાળકને કોઈ પણ પ્રકારનું દરદ થવા દેતી નથી, તેમજ કોઇ જાતનો વ્યાધી રતવા, તાવ, ઉધરસ ઝાડો, મરડો, પેટનું ચડવું, ઉટાંટીઉ, મસણી, વરાધ આચકી (તાણ) વગેરે કોઈપણ જાતનું દરદ થયું હોય તો દિવસમાં એક વખત મગના દાણા જેટલી દવા બે—ત્રણ દિવસ પાવાથી બાળકનું દરદ એકદમ નાબુદ કરે છે એક ડબી એક બાળકને લગભગ એક વરસ સુધી ચાલે છે વળી સદરહુ દવાના સેવનથી તેની માતાએ ખાધેલો ખોરાક તે બાળકને નડતો નથી, તેમ બાળકને નીરોગી ને તન્દુરસ્તી બક્ષે છે. દરેક ગૃહસ્થ કુટુંબમાં રાખવા લાયક આ ડબી વૈદ તેમજ ડાકટરની ગરજ સારે છે. જરૂરથી એકજ વખત આ ડબીની દવા બાળકને પાઓ અને સુખી થાઓ. ડઝનના રૂ. ૧૦

તા. ક.—આ દવા છેલ્લા ૨૦ વરસથી વપરાશમાં હોવા છતાં એક પણ બાળકને આરામ નથી થયો એવી ફરીયાદ આવી નથી. તમે પણ ખાત્રી કરો.

| | |
|---|---|
| મળવાનું ઠેકાણું:— | એજન્ટ:—બુકસેલર |
| વૈદ જગન્નાથ જી. દ્વિવેદી | સાકરલાલ બુલાખીદાસ |
| આયુર્વેદીક ફાર્મસી—નડીઆદ | બાલા હનમાન પાસે—અમદાવાદ |

# જ્વર વિનાશક ટીકડી.

**ફક્ત ૭ ટીકડીથી આરામ FEVER TABLATS.**

આ ટીકડી શરદીના, આંતરીઆ, મેલેરીઆ, જીર્ણજ્વર જ્વર, સન્નિપાતજ્વર, ત્રીદોષજ્વર તથા પ્લેગ અને ઇન્ફ્લુએન્ઝા જેવા મહાન જીવલેણ તાવને માત્ર ૭ ટીકડીથી જ હઠાવે છે તેમજ અશક્તિ મટાડી જઠરાગ્નિ પ્રદીપ્ત કરી દસ્ત સાફ લાવી શરીરને તન્દુરસ્તી બક્ષે છે.

તેમજ મેલેરીઆની સીઝનમાં વર્ષા તથા શરદ ઋતુમાં એકાન્તરે ૬ એક ટીકડી સવારમાં ચા અગર પાણી સાથે લેનારને મેલેરીઆદી તાવની દહેશત રહેતી નથી તથા કોઇપણ ઋતુના તાવને માટે અકસીર છે.

આ ટીકડી તાવ હોય અગર ના હોય તો પણ ગમે તે સમયમાં લઇ શકાય છે કીં. ટીકડીઓ ૧૦૦ની સીશીનો રૂપીયો ૧॥.

**વાપરવાની રીત**—મોટા માણસે દિવસમાં ત્રણ વખત સવાર બપોર અને સાંજ એક એક ટીકડી પાણી અગર દુધ સાથે લેવી માસ ૬ થી એક વરસ સુધીના બાળકને ત્રણ વખત થઇ એક ટીકડી આપવી એક વરસથી પાંચ વરસ સુધીનાને ત્રણ વખત થઇ બે ટીકડી આપવી.

ઇન્ફ્લુએન્ઝા પ્લેગ અને ટુંટીયાના તાવમાં બોમ્બે પ્રેસીડન્સીના ઘણા ડી. લો. બોર્ડો તથા તાલુકા લોકલ બોર્ડો તથા મ્યુનીસીપાલીટીઓ તરફથી આ ટીકડીઓ હજારો ગરીબોને વ્હેંચવા માટે ખરીદાય છે અને તેની અસરનાં સરટીફીકેટ અમને મળતાં જાય છે.

| મળવાનું ઠેકાણું:— | એજન્ટ:— |
|---|---|
| **વૈદ જગન્નાથ જી. દ્વિવેદી** | **સાકરલાલ બુલાખીદાસ** |
| **આયુર્વેદીક ફાર્મસી—નડીઆદ** | **બાલા હનુમાન પાસે—અમદાવાદ** |

## ડાએરીઆ પીલ્સ DIARRHOEA PILLS.

### ( ઝાડા મરડાની ગોળી )

### સંગ્રહણી ( ગળતી ) માટે અકસીર દવા.

ખોરાક પાણી વિકારથી લાગુ પડેલાં દરદ ઝાડા અતીસાર સંગ્રહણી ( ગળતી ), જુનો મરડો, લોહી ઝાડો, આમ, આંતરડાં તથા હોજરીનાં દરદોથી રીબાતાં દરદીઓને યકૃત (લીવર), નળબંધ વાયુ, ચુંક, આફરો, શ્વાસનું ચડવું, અશક્તિ મટાડી પાચન ક્રીયા વધારી શરીરમાં તાકાત લાવે છે. વાપરી ખાત્રી કરો.

કીંમત શીશી એકનો રૂ. ૧ાા), પો. જુદુ.

**વાપરવાની રીત**—સવાર બપોર સાંજ એક ગોળી લેવી છોકરાને અડધી ગોળી પાણી, દુધ અગર છાસ સાથે.

**તા. ક.**—આ દરદીએ હલકો ખોરાક છાસ અગર દુધ સાથે લેવાથી ગમે તેવો સંગ્રણી અસાધ્ય હોય તો પણ મટાડી દે છે, તે ઝાડા તથા મરડાને એક જ દિવસમાં નાબુદ કરે છે.

## એસેન્ઝોલ.

મોટા મોટા ડાક્તરો વૈદ્યો અને હકીમો દવા કરતાં છતાં નહિ મટેલાં ગમે તેવાં જુનાં ખરજવાંને અમારૂ એસેન્ઝોલ એક જ અઠવાડીઆમાં જડમુળથી નાબુદ કરે છે, ખરજવા માટે એસેન્ઝોલ એ એકજ ઉપાય છે. વાપરવાથી ખાત્રી થશે સવાર સાંજ બે વખત આંગળી ઉપર લઇ ચોપડવું, જરા ઘસવું ને બીજે દિવસે સવારમાં ધોઇ સાફ કરી ચોપડવું ચોપડયા પછી આંગળી ધોઇ સાફ કરવી.

કીંમત શીશી ૧નો રૂ. ૧–૮–૦ પોસ્ટેજ જુદું.

**તા. ક.** કોવારો તથા ખસ, દાદર તો માત્ર જલદીથી નાબુદ કરે છે.

મળવાનું ઠેકાણું:—
વેદ જગન્નાથ જી. દ્વિવેદી
આયુર્વેદીક ફાર્મસી–નડીઆદ

એજન્ટઃ—બુકસેલર
સાકરલાલ બુલાખીદાસ
બાલા હનુમાન પાસે–અમદાવાદ

# ચ્યવન પ્રાશ અવલેહ (જીવન)

સ્વાદિષ્ટ ચાટણુ તેમાં નિર્ભયપણે વાપરી શકાય છે. બાળક સ્ત્રીઓ તથા પુરુષો સર્વને ગુણકારી છે. જીવનનું સેવન કરનારને નિરોગી બનાવે છે. શરીરમાં નિરોગીપણાના તત્ત્વો વધારી લોહી તથા વીર્ય વધારી નબળાઇ, પાંડુ, ખાંસી, ક્ષય, છાતીનો દુખાવો અને છાતી તથા ફેફસાનાં દર્દો સુધારી, અમ્લપીત, વંધ્યાદોષ, નપુષકત્વ તથા ધાતુ વિકાર દરદો સુધારી મટાડવામાં આ કેસરી જીવન સર્વોત્તમ હોવાનો દાવો કરે છે કીં. રતલ ૧ના રૂા. ૩ પોસ્ટેજ જુદુ

વાપરવાની રીત—બાળકને રૂા. ૦। ભાર, તેથી મોટા બાળકને રૂા. ૦।। ભાર, તેથી મોટા માણસને રૂા. ૧ થી રૂા. ૨ ભાર સુધી સવારમાં એક વખત જીવન સાથે ૦। શેર દૂધ પાવું ને નાના બાળકને તેની રૂચી પ્રમાણે દૂધ પીએ તો પાવું કંઇ હરકત નથી.

## કર્ણીક તેલ [ કાનના દરેક રોગ ઉપર ]

કાનની બહેરાસ કાનનો સોજો, કાનનું પાકવું, ( વહેવું ) રસી નીકળવી, સુળ, સણકા મારવા કાનની અંદર ફોલ્લા થવી કે કાનમાંથી પરૂ, લોહી, કે પાણી નીકળવું વગેરે કાનના રોગ માટે અકસીર તેલ છે. સવાર સાંજ કાનમાં બે બે ટીપાં પાડવાં.

કીંમત શીશી એકનો રૂા. ૧—૦—૦

મળવાનું ઠેકાણું:—
**વૈદ જગન્નાથ જી. દ્વિવેદી**
**આયુર્વેદીક ફાર્મસી—નડીઆદ**

એજન્ટ:—બુકસેલર
**સાકરલાલ બુલાખીદાસ**
બાલા હનુમાન પાસે—**અમદાવાદ**

# જવહર જુલાબ

તાવની શરૂઆતમાં જ આ ગોળીની અસરથી પેટ સાફ થઇ જાય છે અને તાવ હલકો પાડે છે. આ ગોળી નબળા માણસોને અને બાળકોને પણ સુખરૂપ આપી શકાય છે, તેમજ ચુક, આંકડી વગેરે કોઇ પણ દરદ થયા સીવાય પેટમાંથી પુરતો ખુલાસો થઇ જાય છે અને બીજી જે જે સ્થિતિમાં જુલાબ લેવાની જરૂર જણાય ત્યાં આ ગોળી ઘણી ઉપયોગી છે તેમ પેટમાંથી કૃમી વગેરે સાફ થઈ જાય છે. શીશીની કીંમત ૧—૦—૦.

## કફ પીલ્સ (ખરીરાદિ ગુટીકા) COUGH PILLS.

ઉધરસ, સસણી, ટાટીઆની ઉધરસ, સળેખમ તથા છાતીના બીજા દરદોમાં અને સાદ બેસી ગયા હોય ત્યારે આ ગોળી દિવસમાં ત્રણ ચાર વખત એક એક ગોળો મોંમાં રાખવાથી રસ ચુસવાથી (ગળવાથી) એકદમ આરામ થઇ જાય છે. તેમજ દમ, શ્વાસ ક્ષયની ઉધરસ પણ આ આ ગોળીના સેવનથી નાબુદ થઈ જાય છે સ્વાદીષ્ટ તથા રૂચી કરનાર અને મુખની દુર્ગંધી દુર કરનાર છે.

શીશીનો રૂા. ૧—૦—૦ પો. જુદુ.

## લીવર પીલ્સ.

યકૃત લીવર (બરોલ) જીર્ણ જ્વર અશક્તી શરીરની ફીકાશ પાન્ડુરોગ શ્વાસનું ચડવું વગેરે આ લીવર પીલ્સ થોડા સમયમા મટાડી શક્તી લાવે છે.

શરીરના સોજા પેટ તથા પેઢાનું દરદ બરોલ લીવર હોજરીનો સોજો તથા દુખાવો એકદમ મટાડે છે ને શરીરમાં શકતી લાવી લાલચોળ બનાવે છે કી શીશી એકનો રૂ. ૧—૦—૦

**વાપરવાની રીત**—બાળકને સવાર બપોર સાંજ અડધી અડધી ગોળીને મોટા માણસને દીવસમાં ત્રણથી છ ગોળી આપી શકાય છે.

| મળવાનું ઠેકાણું:— | એજન્ટ:—બુકસેલર |
|---|---|
| **વૈદ જગન્નાથ જી. દ્વિવેદી** | **સાકરલાલ બુલાખીદાસ** |
| આયુર્વેદીક ફાર્મસી—નડીઆદ | બાલા હનુમાન પાસે—અમદાવાદ |

## પ્રદરારિ લોહ (સ્ત્રીઓ માટે શક્તિની દવા)

સફેદ પ્રદર લોહીવા ગર્ભાશયનો સોજો, દુખાવો, રુતુનું સાફ ન આવવું. અનિયમિત આવવું, ગર્ભ ન રહેવો, સુવારોગ તાવ ખાંસી, હાથ પગે ચુંથારો, પિસાબમાં કળતર, હાથ તથા પગના તળીયામાં થતી બળતરા દાહ, રતવા માથાનો અને કમ્મરનો દુખાવો શરીરે ફીક્કાશ તથા બેચેની વગેરે દર્દો માટે ઘણીજ અકસીર દવા છે તેમજ કસુવાવડ થતી મટાડી ગર્ભાશય સુધારી વંધ્યત્વ દુર કરે છે, તેમજ સંગ્રહણી, અતિસાર મટાડી દસ્ત લાવે છે. બળ, બુદ્ધિ, કાન્તિ તથા શરીરની સુંદરતા વધારનારજ આ દવા જેવી બીજી એકે દવા નથી.

**વાપરવાની રીત**—સવાર સાંજ ચોખાના ધોવણમાં એક એક ગોળી લેવી. કીંમત ડબી ૧ ગોળી ૩૨ ના રૂ. ૧)

## ખુની હર્ષ અને ફુઝતા મસાનો મલમ

વાઢકાપ, આગ અને અગન કે બળતરા કે બીજી કોઇપણ જોખમદારી સિવાય માત્ર આ હર્ષનો મલમ ચોપડવાથી જડમુળથી નાબુદ કરે છે. મલમ જરા આંગળી પર લઇ હર્ષ ઉપર દિવસમાં બેત્રણ વખત ચોપડવાથી તથા જરા જરા ઘસવો જેથી હર્ષ તદન ચીંથરા જેવા થઇ નાબુદ થશે. કીં. ડબી ૧નો રૂ. ૧-૮-૦

કંઇપણ ઇજા વગર હજારો દરદીઓને આરામ થાય છે.

મળવાનું ઠેકાણું:—
વૈદ જગન્નાથ જી. દ્વિવેદી
આયુર્વેદીક ફાર્મસી-નડીઆદ

એજન્ટ:—બુકસેલર
સાકરલાલ બુલાખીદાસ
બાલા હનુમાન પાસે-અમદાવાદ

# (ક્ષયહર સિરપસ્ટૅમીના)

આ સીરપ નામ પ્રમાણે ગુણુ બતાવે છે, આ સરબત શાસ્ત્રીય રીતે વનસ્પિતિથીંજ બનાવેલો છે લાંબા વખતનો હાડ જવર વિષમ જવર, હાથ, પગ, બરડો, ખભાનું કળતર તથા હાથપગની બળતરા. શ્વાસ; ક્ષય, દમ, ધાતુ ક્ષય. ફેફ્સાનો ક્ષય, લોહીનું કફમાં આવવું છાતીની મુંઝવણુ, ગભરામણુ તથા દુખાવો, સળેખમ કફનું વારંવાર પડવું તથા થુંકવું અગર કફની જગ્યાએ રીસુવાળો અગર પીળો કફ આવવો વગેરે ક્ષયહર સીરપનું સેવન કરવાથીજ આરામ થવા માંડે છે **વાપરવાની રીત**—દિવસમાં ત્રણુ વખત પાંચ પાંચ ટીપાં દુધમાં નાખી પીવી, પરેજમાં તેલ મરચું, ખટાશ બંધ કરી દુધ અને ભાત ખાઇ આ સીરપનું સેવન કરનારને ગેરન્ટીથી ખાત્રીપૂર્વક ઉપલા દરદો મટે છે, શીશી ૧ નો રૂ. ૨—૦—૦

૧ શુદ્ધ કસ્તુરી, કેસર, બરાસ, ચંદ્રોદય, રસસીંદુર, અમ્બા સાચા મોતી વગેરે ઉત્તમ ઔષધો વ્યાજબી ભાવથી ખાત્રીલાયક મળશે.

૨ તેલો લીમડાના લીમ્બોળીનું તેલ, માલકાંકણીનું તેલ, સુખડનું તેલ, અળસીનું તેલ, છાલ મોગરીનું તેલ, બદામનું તેલ, વગેરે દરેક જાતનાં શુદ્ધ તેલો વ્યાજબી ભાવથી મળશે.

૩ દ્રાક્ષાસવ, કુમારીઆસવ, લોહાસવ, કુટજારીષ્ટ વગેરો આસવો તથા આરીષ્ટા વ્યાજબી ભાવથી મોકલવામાં આવશે.

૪ વાસાસવ, ચ્યવન પ્રાશ અવલેહ, અભયામલકી વગેરે અવલેહો ચુર્ણો ગોળીઓ વગેરે દવાઓ પણુ મળશે.

| મળવાનું ઠેકાણું:— | એજન્ટઃ— |
|---|---|
| **વૈદ જગન્નાથ જી. દ્વિવેદી** | **સાકરલાલ બુલાખીદાસ** |
| **આયુર્વેદીક ફાર્મસી—નડીઆદ** | બાલા હનુમાન પાસે—**અમદાવાદ** |

# પ્રમેહ માટે ચંદ્રપ્રભા ગોળી

આ ચંદ્રપ્રભાના સેવનથી દરેક જાતના પ્રમેહ લાંબા વખતના જુના પ્રમેહ, ચાંદી વગેરે—ને જડમૂળથી નાબુદ કરે છે, તોલા ૧ ના રૂા. ૧—૦—૦ સવાર સાંજ એક એક ગોળી ગળો, ગોખરૂ તથા આમળાં (રસાયણ) તો ૧ને સાંજે સવારે તો ૫) પાણીમાં પલાળી મુકવું આ ગોળી ઉપર તે પલાળેલું પાણી ગાળી મધ તો. ૦ાા નાખી પીવું જરૂરથી જુનામા જુના પ્રમેહ ખાત્રીથી મટી જશે.

'રસાયણ ચુર્ણ:—ગળો, ગોખરૂ આંમળાં સરખે ભાગે લઇ ખાંડી વસ્ત્રગાળ કરવું.

## ધાતુ સંજીવની TONIC PILLS

આ ગોળી લેવાથી ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે; પુરૂષાતન કાયમ રાખે છે તેમજ વીર્ય વિકારના તમામ વ્યાધિઓને મટાડે છે અને વીર્યને ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મદદ આપનાર અને ફીક્કા પડી ગયેલા લોહીમાં ઉપયોગી તત્વો ઉમેરી શરીરને લાલચોળ બનાવનાર આ ગોળી વાપરવાની અમારી ખાસ ભલામણ છે, પરેજીની જરૂર નથી.

**વાપરવાની રીત**—સવાર સાંજ એકેક ગોળી કકડા કરી પાણી અગર દુધ સાથે લેવી; પરંતુ ખટાશ અને તેલ બંધ કરનારને એકજ શીશીથી પુરેપુરો લાભ મળે છે.

કીંમત ડબી ૧ ગોળી ૩૨ ના રૂા. ૧—૦—૦ પેકીંગ પોસ્ટેજ જુદું.

મળવાનું ઠેકાણું:—
વૈદ જગન્નાથ જી. દ્વિવેદી
આયુર્વેદીક ફાર્મસી—નડીઆદ

એજન્ટ:—બુકસેલર
સાકરલાલ બુલાખીદાસ
બાલા હનુમાન પાસે—અમદાવાદ

ત્રણસો અડસઠ પાનાનું દળદાર પુસ્તક

# જાદુ કળા સંગ્રહ.

( સચિત્ર. )

આ ચમત્કારી પુસ્તકમાં મંત્ર સાધવાની રીત, વનસ્પતી સાધન, આત્મરક્ષા. વીંછી, આદાશીશી, તાવ, નજર, પીશાચ, યક્ષણી, ડાકીણી, શાકીણી ભુતાદિક કાઢવાનો, મુઠ વાળવાનો મંત્ર, સાપનું ઝેર ઉતારવાનો મંત્ર, વશીકરણ મંત્ર વીધી, નરદેવતા, વીર, આગીઓ, વૈતાળ, છાયા પુરૂષ યક્ષણી ક્ષેત્રપાળ, અન્ન-પુર્ણા દેવી, કર્ણ પિશાચીની, કંગાળ ભૈરવ, અઘોર મંત્ર, પરવશ કરવા, વનસ્પતી વશીકરણ વીદ્યા, વીર સાધનાનો મંત્ર, વીગેરે સંખ્યાબંધ મંત્રો સમાવેલા છે. તેમજ પાંજરામાં પક્ષીઓ દેખાડવાં, ટોપીમાં ફુલ ઉગાડવાં: વીગેરે ઘણી જાતના જાદુના ખેલો ઉપરાન્ત, શીવલીંગ પુજવાના લાભ, જમીનમાં દાટેલું ધન જોવા તથા પાણી જોવાની રીત, મુઠીમાંની વસ્તુ કહેવાની રીત, સાપનો મોહરો બનાવવાની રીત, વીંછી ઉતારનાર જાદુઇ જડી બુટ્ટિ બનાવવાની રીત વગેરે ઘણી બાબતો આપવામાં આવી છે. કીં. રૂ. ૧-૮-૦

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.

રીચીરોડ-અમદાવાદ.